આરોગ્યદર્પણની આઠમા વરસની ભેટ.

# સુખી દમ્પતી

અને

# જયાદેવીની આત્મકથા.

( આ ઉપયોગી અત્યંત ઉપયોગી
વિષયોથી ભરપુર. )


લેખક અને પ્રકાશક

જેઠાલાલ દેવશંકર દવે

અમદાવાદ.



શ્રી આરોગ્યદર્પણ પ્રીન્ટીંગ પ્રેસ-અમદાવાદ

શરીર મન અને આત્માની ઉન્નતિ કરાવનારૂં

# ભાગ્યોદય

ના તમે ગ્રાહક ન હો તો આજેજ થજો. તેમાં તત્ત્વજ્ઞાનના વિષયો, મહા પુરુષોનાં જીવનચરિત્રો, નવલકથાઓ, હુન્નર ઉદ્યોગના અને વૈદકના વિષયો દર માસે આવે છે. વર્ષમાં ૧૫૦ પાનની ૧ ભેટ મળે છે. જેમા સમર્થ વિદ્વાનો અને મહાપુરુષોના લેખો આવે છે. દરેક ઘરમાં આ માસીક વંચાવું જોઇએ એવો વિદ્વાનોનો અભિપ્રાય છે. વાર્ષિક લવાજમ રૂ ૪-૦-૦

**વેજલપુરથી** મણિશંકર લલ્લુભાઈ પંડ્યા લખે છે કે, આપના ભાગ્યોદયનો હું બે વર્ષથી ગ્રાહક છું. તેમાં ચર્ચાતા વિષયો દેશકાળને અનુસરતા છે. ગમે તેવા કર્તવ્યમૂઢ તેમજ પાપી હૃદય વાળો કોઈ હશે તે પણ તે વાંચી વર્તનમાં ઉતારશે તો આદર્શ ગૃહસ્થ થયા સિવાય રહેશે નહિ. તેની બે ભેટો ગૃહિણી રત્નમાળા અને સુખી ગૃહસંસાર એ પુસ્તકો વધુ ભાગે સ્ત્રીઓને ગીતા પેઠે દરરોજ પાઠ કરવા જેવાં છે. જે વાંચનની ઘણી ભારે ખોટ હતી, તે ખોટ પૂરી પાડવા આપ નિરંતર મથી રહ્યા હવે ત્રીજું આ વર્ષનું ભેટનું પુસ્તક **સુખી દમ્પતી** બહાર પાડયું છે તેને હું વધાવી લઉં છું, અને હું આપને મુબારકબાદી આપું છું કે આપ આવાં પુસ્તકોદ્વારા આદર્શ ગૃહિણીઓ ઉત્પન્ન કરવા પ્રયત્ન કરી રહ્યા છો તે ગુર્જરજનો તરફ આપશ્રીની દયા નજરજ કહેવાશે.

**ખામરાથી** ઠક્કર ચીમનલાલ નરસીદાસ લખે છે કે આપનું ભાગ્યોદય વાંચી મને ઘણોજ આનંદ થયો છે. તે મને ઘણુંજ પ્રીય લાગ્યું છે. આ સાથે એક ગ્રાહક કરી મોકલું છું. હું એવાં ઘણાં ગ્રાહકો વધારી આપી ભાગ્યોદયનો આભારી થઇશ.

લખો:—વ્યવસ્થાપક ભાગ્યોદય-અમદાવાદ.

# સુખી દમ્પતી

અને

# જયાદેવીની આત્મકથા.

( સ્ત્રી ઉપયોગી અતિ ઉત્તમ પુસ્તક. )

લેખક અને પ્રકાશક

**જેઠાલાલ દેવશંકર દવે**

તંત્રી ભાગ્યોદય.

કર્ત્તા, કાયદાનો શિક્ષક, ધનવાન, ભવિષ્યવેત્તા,

સ્ત્રીહિત શિક્ષા, માસ્ટર ઑફ નૉલેજ વિગેરે

ભાગ્યોદય ઑફીસ, અમદાવાદ.



આવૃત્તી ૧ લી  પ્રત ૩૦૦૦  સને ૧૯૨૧

આ પુસ્તક શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં દવે જેઠાલાલ દેવશંકરે છાપીને પ્રસિદ્ધ કર્યું-અમદાવાદ, ખાડીઆ.

મૂલ્ય રૂ. ૧-૮-૦

# આ લેખકનાં પુસ્તકો.



## સ્ત્રી ઉપયોગી પુસ્તકો.

સ્ત્રીહિત શિક્ષા—લગભગ ૧૫૦ ઉપરાંત સ્ત્રીઓ અને ૧૫૦ ઉપરાંત મહાપુરુષોનાં જીવનચરિત્રો-સ્ત્રીઓને ખાસ મનન કરવા યોગ્ય સરળ ભાષામાં. કીં. ૪-૦-૦

ગૃહિણી રત્નમાળા—સ્ત્રીઓને અભ્યાસ કરવા યોગ્ય ૧-૮-૦

સુખી ગૃહસંસાર-ઉત્તમ ગૃહસંસાર શીરીતે બનાવવો ? ૧-૮-૦

સ્વર્ગીય સુખ—ઉત્તમ ચારિત્ર્ય બક્ષનાર પુસ્તક રૂ. ૧-૦-૦

વહુઠકુરાણી—સર રવિન્દ્રનાથ ટાગોરકૃત રૂ. ૧-૮-૦

## દરેક ઘરમાં રાખવા યોગ્ય પુસ્તકો.

કાયદાનો શિક્ષક—( સો ઉપરાંત કાયદાઓનો સંગ્રહ ) રૂ. ૧૨-૦-૦

ધનવાન—( હજારો હુન્નર ઉદ્યોગના સંગ્રહનું પુસ્તક ) રૂ. ૭-૦-૦

ભવિષ્યવેત્તા—જ્યોતિષ વિદ્યાનું ઉપયોગી પુસ્તક રૂ. ૪-૦-૦

શ્રીચરકસંહિતા—( મુળ સહિત ભાષાંતર ) આયુર્વેદનો ઉત્તમ ગ્રંથ ભાગ ૧ રૂ. ૫-૦-૦

માસ્ટર ઑફ નૉલેજ—( અંગ્રેજી, બંગાળી, ઉર્દૂ, મરાઠી, હિંદી અને સંસ્કૃત શીખવાનું ઉપયોગી પુસ્તક ) રૂ. ૧૦-૦-૦

ઘરનો વૈદ્ય—વૈદક સંબંધી ઉપયોગી પુસ્તક રૂ. ૦-૧૨-૦

પર્શીયન નાઇટસ—અરેબીયન નાઈટસ જેવી વાર્તાઓનો સંગ્રહ રૂ. ૧-૮-૦

રાજર્ષિ—( સર રવિન્દ્રનાથ ટાગોરકૃત. ) રૂ. ૧-૮-૦

તપસ્વી રાજકુમાર—વાર્તાનું ઉત્તમ પુસ્તક રૂ. ૧-૮-૦

વૈદ યાને વૈદક ભાગ ૧-૨ ઉત્તમ વૈદકશાસ્ત્રનો સંગ્રહ રૂ. ૧-૮-૦

વ્યવસ્થાપક ભાગ્યોદય-અમદાવાદ.

# પ્રસ્તાવના.

આપણા ગૃહસ્થાશ્રમની ઉન્નતિનો સઘળો આધાર સ્ત્રીઓ ઉપર છે. સ્ત્રીઓ કેળવાયલી, સુશિક્ષિત અને પતિપરાયણ જીવન ગાળનારી હોય છે તોજ તે પોતાના ઘરમાં હંમેશાં સુખ અને આનંદને પ્રવર્ત્તાવી શકે છે. ઘણે સ્થળે સ્ત્રીઓને તેના કર્તવ્યનું ભાન ન હોવાથી ક્લેશ થાય છે. પતિ પ્રત્યેની પોતાની શી ફરજો છે તે ન જાણવાથી પતિને હઠ કરી સતાવે છે. તેના કંકાશવાળા સ્વભાવથી બાળકો પણ નાનપણથી રીસાળ, દુર્બળ અને કંકાશીયાં થાય છે. આથી જો ગૃહસ્થાશ્રમમાં સુખ અને આનંદ ભોગવવાની ઇચ્છા હોય તો સ્ત્રીઓને સુધારવા યત્ન કરવો જોઇએ.

સ્ત્રીઓ સુધરે એ માટે અમે આ વખતે સ્ત્રી ઉપયોગી આ પુસ્તક અમારા ગ્રાહકોને માટે લખી તૈયાર કર્યું છે. આ પુસ્તક ઉપરથી સ્ત્રીઓએ કેવું વર્તન રાખવું જોઇએ તે સારી રીતે સમજી શકાશે. તે પ્રમાણે વાંચી અને વર્તન રાખશે તો જરૂર કોઈ પણ સ્ત્રી સુધર્યા વગર રહેશે નહિ. આ જગતમાં ખરૂં કાર્ય સ્ત્રીઓને સુધારવાનું છે. સ્ત્રીઓ એ સંસારના મૂળ રૂપ છે. તે સુધરશે તો જરૂર ઉન્નતિ થયા વગર રહેવાની નહિ.

આ પુસ્તક અમે ધારીએ છીએ કે અમારા વાચકોમાં પ્રિય થઈ પડશે. આ પુસ્તકની ભાષા પણ સ્ત્રીઓ સમજી શકે તેવી સહેલી રાખવામાં આવી છે. દરેક પુરુષે આ પુસ્તક પોતાની સ્ત્રીને વંચાવવુંજ જોઇએ એવો અમારો અભિપ્રાય છે. સ્ત્રીઓ સુધર્યા વગર ભવિષ્યની પ્રજાની ઉન્નતિ થવાની નથી. માટે જેમણે પોતાની અને

પરની ઉન્નતિ ઇચ્છવી હોય, પોતાના ઘરમાં સુખ, સંપ અને આનંદ ભોગવવો હોય, બાળકોને ભવિષ્યમાં મહાન બનાવવાં હોય તો જરૂર આ પુસ્તક સ્ત્રીઓને વંચાવવું અથવા તો વાંચી સંભળાવવું.

આ પુસ્તક ઉપરથી જો સ્ત્રીઓ સુધરી પોતાનો ગૃહસ્થાશ્રમ સુધારી સુખ અને આનંદ ભોગવી અન્યને તેનો લાભ આપી શકશે તો અમે અમારી મહેનત સાર્થક થઈ છે એમ માનીશું.

ભાગ્યોદય ઓફીસ
અમદાવાદ.
તા. ૧૦-૩-૧૯૨૧
ફાલ્ગુન શુક્લ ૧, ૧૯૭૭.

જેઠાલાલ દેવશંકર દવે.
કર્ત્તા.

---

શરીર મન અને આત્માની ઉન્નતિ કરનાર

## ભાગ્યોદય

ના તમે ગ્રાહક ન હો તો આજે જ થજો. તેમાં તત્ત્વજ્ઞાનના વિષયો, મહા પુરુષોના જીવનચરિત્રો, નવલકથાઓ, હુન્નર ઉદ્યોગના અને વૈદકના વિષયો દર માસે આવે છે વર્ષમાં ૧૫૦ પાનની ૧ ભેટ મળે છે. જેમા સમર્થ વિદ્વાનો અને મહાપુરુષોના લેખો આવે છે. દરેક ઘરમાં આ માસીક વંચાવું જોઇએ એવો વિદ્વાનોનો અભિપ્રાય છે. વાર્ષિક લવાજમ રૂ ૪-૦-૦

વ્યવસ્થાપક ભાગ્યોદય-અમદાવાદ.

---

# અનુક્રમણિકા.

શીખી ફોટા પાડવાની વિદ્યા, અનેક પ્રકારના સીમેન્ટ બનાવવાની ક્રિયા, જુદી જુદી જાતનાં વારનીસો અને તેલો, બટનો, દીવાસળીઓ બનાવવાની કળા, સોનું અને રૂપુ બનાવવાના ૫૦ પ્રયોગો, બનાવટી ધાતુ બનાવવી, હાથીદાંત જેવું લાકડું બનાવવું, ઉંદર, ચાંચડ, ઉધેવ, માંકણુ વિગેરે જંતુઓને દુર કરવાની રીત.

અનાજ સળે નહિ તેના ઉપાય, લાકડાં સળે નહિ તેના ઉપાય, લુગડાં કે ધાતુ ઉપરથી ડાઘ કાઢવા, ભેગ પારખવાની રીત, અગરબતી, બરાસ વીગેરે બનાવવું, કંકુ, અબીલ, કાથો, એળીયો, આરસ-પહાણુ, હાથીદાંત, હીંગળોક, વિગેરે બનાવવાં, હીરામાણેક બનાવવાં, વાળ વધારવાના ને કાળા કરવાના ઉપાયો, આઇસ્ક્રીમ, સોડા, લેમોનેડ બનાવવું, શરબતો બનાવવા, જુદી જુદી જાતનાં અત્તરો અને હેરઓઇલોની બનાવટ, લવંડર, કોલનવોટર, ફેલારીડાવોટર, અંગરાજ, ગુલાબજલ, ટોનીક, જીંજર વિગેરે બનાવવાની રીત, સોડાવોટર ને લેમોનેડ માટે પાવડર બનાવવો, બીસ્કીટ બનાવવાં, છીંકણી બનાવવી, મીણબત્તી બનાવવી, સ્લેટપેનો અને પેન્શીલ બનાવવી, દાટેલું ધન શોધી કહાડવાની વિદ્યા, શીંગડાનાં છીપ જેવાં બટન બનાવવાં, વીજળીની અંગુઠી બનાવવી, ખારી સુંઠ અને પીંપર બનાવવી, સીગારેટ બનાવવી, બ્રસ બનાવવો, કાચ ને ફોટાને સાંધવાનું મિશ્રણુ, રાગ સુધારવાના પ્રયોગો, દારૂ ને અફીણુ છોડાવનારા પ્રયોગો, કપુરની માળા બનાવવી, ગંધકનો ને પારાના પ્યાલા બનાવવા, ચીકણી સોપારી બનાવવી, મોતીને પાણીદાર બનાવવું, સોનાના વરક બનાવવા, દરેક પ્રકારની અંગ્રેજી પેટંટ દવાઓ, અર્કો, ટીંચર અને એસેન્સો બનાવવા, જેવી કે કાર્બોનિટ ઓફ એમોનીયા, ઓકસાઇડ ઓફ આયર્ન, કલોરાઇડ ઓફ ગોલ્ડ, લાઇમજ્યુસ, પોટાસ, ટોનીક-

પીલ્સ, કોલેરા મીક્ષ્ચર, દાદરનો મલમ, કોલેરાફોર્મ, કવીનાઇનની ગોળીઓ, ફોસ્ફરસ પીલ, કંપાઉન્ડ આયર્ન મીકચર, સીરપ ઓફ હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ, નાઇટ્રીક પોટાસ, પેનકીલર, કલોરો-ડાઈન, સાઇટ્રીક એસીડ, ડોવર્સ પાવડર, કોલનવૉટર, નાઇટ્રીક એસીડ, ઇસ્ટન્સ પીલ્સ, સારસાપરીલા, બાલામૃત, મેંથોલ, બામ, બાલનાશક સાબુ, તાંબુલવટી. દરેક પ્રકારના મલમ: ઉપરાંત આયુ-ર્વેદીય દવાઓ, ભષ્મો, માત્રાઓ, રસાયનો, ગોળીયો, આસવો, ચુર્ણો વિગેરે હજારો પ્રકારના મનુષ્યને ધનવાન બનાવનાર પ્રયોગો આ પુ-સ્તકમાં આપ્યા છે. પછી ધન પ્રાપ્તિ માટે ઇશ્વરની મદદ મેળવવાના આધ્યાત્મિક ઉપાયો અને ગરીબમાંથી તવંગર થનાર માણસોના દૃષ્ટાંતો ઉપરાંત ઘણા વિષયોનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. હજારો નકલો ખપી ગઇ છે. બીજી આવૃત્તિ પણ ખપી જવા આવી છે. આ પુસ્તકથી ઘણા માણસો પૈસાદાર બન્યા છે અને તેના સેંકડો પત્ર મળી ચુકયા છે. કીં. રૂ. ૧-૦-૦ પો. ૦-૫-૦

અમદાવાદથી ડો. રેમર એલ.એમ. એન્ડ એસ. લખે છે કે ધનવાનનું પુસ્તક ઘણું ઉપયોગી છે. ખેડાથી ડી. એગ્રીકલચર ઇન્સ્પેકટર સાહેબ જેકીનદાસ પી. ચોકસી લખે છે કે ધનવાનનું પુસ્તક મનન કરવા યોગ્ય છે.

જેઠાલાલ દેવશંકર દવે,
ભાગ્યોદય ઓફિસ—અમદાવાદ.



# સુખી દમ્પતી

અથવા

# જયાદેવીનું આત્મવૃતાંત.

## પ્રકરણ ૧ લું.

### સન્મુખરાય અને જયાદેવીનો ગૃહસંસાર.

સન્મુખરાય સુરતના વતની હતા, તેઓને નાની ઉમ્મરના મૂકી તેમનાં માબાપ ગુજરી ગયાં હતાં. તેમના બાપની સ્થિતિ સાધારણ હતી. રહેવાનું એક સાધારણ ઘર અને થોડુંક રાચરચીલું એટલી મિલ્કત મૂકી તેમના બાપ ગુજરી ગયા. તે વખતે સન્મુખરાયની ઉમ્મર બે વર્ષની હતી. તેમની મા તે પછી બે ક દિવસે પરલોકવાસી થયાં. તેમને બીજો ભાઇ કે બેન કોઇ નહોતું. તેમની નાની ઉમ્મર હોવાથી તેમને તેમના મામા પ્રતાપ-

રાય પોતાને ઘેર લઈ ગયા. એટલે સન્મુખરાય નાનપણમાંથીજ તેમના મોસાળમાં રહેવા લાગ્યા. તેમના મામાને અમદાવાદમાં સરકારી નોકરી હતી તેથી ત્યાં રહેતા હતા. તેમની મામીનું નામ વિજયાલક્ષ્મી હતું.

પ્રતાપરાય અને વિજયાલક્ષ્મી પણ સાધારણ સ્થિતિનાં હતાં, તેમનો બધો વ્યવહાર પગાર ઉપર નભતો હતો. પગાર ઉપરાંત એક પાઇ પણ પ્રતાપરાય અનીતિની લેતા નહિ. જેથી ટુકા પગારમાં તમામ ખર્ચ સુખે દુઃખે નીભાવતા. સન્મુખરાયે અમદાવાદમાં વિદ્યાભ્યાસ કરવા માંડ્યો. સન્મુખરાય નાનપણથી જ બુદ્ધિશાળી હોવાથી તે દરેક વર્ગ પરીક્ષામાં પાસ થતા હતા. તેઓ કામમાં ઘણા જ ખંતીલા અને ઉદ્યમી હતા. ગમે તેનો પણ ફેરો ખાવો, ગમે તેના પણ કામમાં ઉપયોગી થવું એવી તેમને નાનપણથી ટેવ પડી હતી, જેથી તેમના ઉપર તેમના મામા મામીની પ્રીતિ રહેતી. સર્વ કોઇની સાથે સ્નેહથી વર્તતા તેમને મિત્રો પણ ઘણા થતા. તેમની સાથે તેમની જ ન્યાતનો વિનોદકાન્ત નામનો એક છોકરો ભણતો હતો તેની સાથે તેમને સારી મિત્રતા થઈ હતી જેથી વારંવાર વિનોદકાન્તને ત્યાં જતા આવતા. વિનોદકાન્તનાં માબાપ સન્મુખરાયને સારી રીતે ઓળખતાં હતાં. સન્મુખરાયના વર્તનથી તેના ઉપર તેમની પ્રીતિ પણ સારી હતી.

વિનોદકાન્તના બાપનું નામ શાંતિલાલ હતું. અને માનું નામ ડાહીબ્હેન હતું. શાંતિલાલ વેપાર કરતો અને તેમાં બે પૈસા સારા કમાતો હતો. કમાણી પ્રમાણે ખર્ચ પણ હતો. શાંતિલાલને વિનોદકાન્ત સિવાય જયાદેવી નામની એક પુત્રી હતી. આ પુત્રી નાનપણમાંથી જ સુશીલ, કહ્યાગરી અને શરમાળ હતી. તેનામાં તેની

માના તમામ ગુણો ઉતરી આવ્યા હતા. તે સવારમાં પોતાની માને ઘર સાફસુફ કરવામાં, પાણી ભરવામાં, ખાવા કરવામાં અને બીજાં તમામ કામમાં મદદ કરતી. બપોરની નીશાળે જતી. આ છોકરીનો વિવાહ હજુ કર્યો નહોતો. તેને લાયક વરની શોધ કરવાની વાતો ચાલતી હતી. ડાહીબ્હેનની નજર સન્મુખરાય ઉપર ઠરી હતી. આ સંબંધમાં તેણે પોતાના પતિ શાંતિલાલને વાત કરી જોઈ, તો તેમની પણ મરજી જણાઈ. સન્મુખરાય ગરીબ વર્ગનો છોકરો હતો. તેનું કુળ મધ્યમ ગણાતું. માબાપ વગરનો નિરાધાર હોવાથી હાલ તુરતમાં તેનું લગ્ન થવાનો સંભવ નહોતો.

સન્મુખરાય જ્યારે મેટ્રીકની પરીક્ષામાં બેઠો અને તેમાં નપાસ થયો ત્યારે તેનું મુખ વિલ્હાઇ ગયું. તેને આગળ ભણવાની ઘણી હોંસ હતી, જેથી બીજે વર્ષે પણ અભ્યાસ શરૂ કર્યો. દૈવયોગે બીજે વર્ષે પણ પરીક્ષા વણી જ અઘરી લેવાઇ અને તેમાં પણ તે નપાસ થયો. આથી હવે તે આગળ ભણી શકશે નહિ એમ ધારી તેના મામાએ તેને કોઇ નોકરીમાં વળગાડી દેવાનો વિચાર કર્યો. મેટ્રીકમાં નપાસ થવાથી સરકારી નોકરી તો મળે તેમ નહોતું. જેથી તેણે એક વ્યાપારીની દુકાનમાં ગુમાસ્તાનું કામ કરવા માંડયું. તે જાતે મહેનતુ, પ્રમાણિક અને મળતાવડા સ્વભાવનો હોવાથી થોડા જ વખતમાં તેણે પોતાના શેઠની પ્રીતિ મેળવી લીધી. નોકરીમાં રહ્યા પછી મામાને ત્યાં રહેવું એ તેને ઠીક ન લાગ્યું જેથી જુદો રહેવા લાગ્યો.

વિનોદકાન્ત તો કૉલેજનો અભ્યાસ કરતો હતો. ઘણીવાર સન્મુખરાયની પાસે આવતો તેમ સન્મુખરાય તેને ત્યાં પણ જતો. સન્મુખરાય આગળ ન ભણી શકવાથી શાંતિલાલનો વિચાર પોતાની છોકરીનો વિવાહ તેની સાથે કરવો કે કેમ તેને માટે ડગમગ હતો.

પણ ડાહીબ્હેનનો વિચાર મક્કમ હતો. તેનામાં એવા ઉત્તમ ગુણો રહેલા હતા કે જેથી તે ભવિષ્યમાં પોતાની ઉન્નતિ કરી શકશે એમ તે માનતી હતી. વળી શાંતિલાલનો રોજગાર સારો ચાલતો હતો તેથી જો સન્મુખરાય બીજે નહિ ફાવે તો પોતાના કોઇ ખાતામાં તેને ગોઠવી દેઇશું એવો વિચાર ડાહીબ્હેનનો હતો. આવા વિચારથી સન્મુખરાય સાથે જયાદેવીનો વિવાહ કરવાનો તે બંને પતિપત્નિએ નિશ્ચય કરી દીધો.

જયાદેવીની ઉમ્મર ચૌદેક વર્ષની થઇ તે દરમીયાન તેણે ગુજરાતીનો સારો અભ્યાસ કર્યો હતો. સાથે સાથે થોડું ઘણું અંગ્રેજી અને સંસ્કૃત પણ શીખી હતી. વળી તેની માની કેળવણીથી તે ઘરકામમાં તો પાવરધી થઇ ગઇ હતી. ઘર શી રીતે ચલાવવું, ઘરની વસ્તુઓની કેવી રીતે વ્યવસ્થા કરવી, પતિના કાર્યમાં શી રીતે મદદ કરી શકાય વિગેરે અનેક પ્રકારનું તેને ઘરગતુ શિક્ષણ મળ્યું હતું. પહેલાં કરતાં હવે તે વધુ શરમાળ બની હતી. તેને ઉમ્મરે આવેલી જોઇ તેનાં માબાપે સન્મુખરાય સાથે તેના લગ્નનું નક્કી કરી દીધું અને સારી ધામધુમથી લગ્ન કર્યું. આમ ઓચિંતું શાંતિલાલ જેવા એક ગૃહસ્થ ઘરની ઉત્તમ સ્વરૂપવતી કન્યા જયાદેવી સાથે નિરાધાર અને ગરીબ સન્મુખરાયનું થયેલું લગ્ન જોઇ નાતના ઘણા માણસો વિચારમાં પડી ગયા. ઘણાએ જયાદેવી સાથે પોતાના પુત્રનું થાય તો ઠીક એવી આશા રાખેલી, ઘણા આ લગ્નથી શાંતિલાલ અને ડાહીબ્હેનને વગોવવા લાગ્યાં. તેમણે છોડીનું શુભ ન ઇચ્છયું એમ કહેવા લાગ્યા. લોક ચાર દિવસ કહીને રહ્યું અને સન્મુખરાય તેમ જયાદેવીનું જોડકું જોડાઇ ગયું.

હવે સન્મુખરાય અને જયાદેવીએ પોતાનો ગૃહવ્યવહાર ચલાવા

માંડ્યો. સન્મુખરાયને પગાર થોડો મળતો તેમાં અમદાવાદ જેવા શહેરનું ખર્ચ નીભાવવું, ભાડાંવાળા તો કહે તમે કમાઇને અમારૂં પેટ ભરો, ઘરનું ભાડું વર્ષ દિવસે વધાર્યા જ જવાના, મોંઘવારી પણ તેવી, આવામાં ટુંક પગારમાં ઘરકારભાર ચલાવવો એતો જેને વિત્યું હોય તેજ જાણે. જયાદેવી જો કે ગૃહસ્થની છોકરી હતી છતાં પણ એમ સમજતી કે પોતાના પતિનું તેટલું જ પોતાનું અને બાપની લાખોની મિલ્કત તે પારકી. આજકાલ તો બાપની મિલ્કતના ગર્વમાં ઘણી છોકરીઓ જુવાનીના તરંગમાં પતિનું ઘર પણ મંડતી નથી, અને પોતાનો પતિ જો ગરીબ હોય તો તેને માટે શરમાય છે. જયાદેવી તેવી નહોતી. તે ગૃહસ્થ માબાપને ત્યાં સુખવૈભવમાં ઉછરી હતી છતાં પણ તે જાણતી કે પતિની સ્થિતિ અનુસાર રહેવું, પતિને મદદ કરવી, તેની ગરીબાઇમાં રહેવું એ જ યોગ્ય સ્ત્રીનું ભૂષણ છે. આથી તે ઘેર રહી પતિના ટુંકા પગારમાં પણ સારી રીતે રહી શકતી. તે આવકના પ્રમાણમાં જ ખર્ચ કરતી. પતિને પોતાની ગરીબાઇને લીધે દુઃખ ન થાય તેને માટે તે સદા સાવચેત રહેતી. તે ઘરનું તમામ કામકાજ પોતાને હાથે કરતી. પતિ જમી પરવારી દુકાને જાય ત્યારે પોતે ઘેર એકલી પડતી તે વખતે કાંઇ વાંચતી, ઘરનું બીજું કામકાજ કાઢતી, પણ નવરી બેસી રહેતી નહિ કે બીજી સ્ત્રીઓની પેઠે દિવસે ઉંઘતી નહિ. પોતાના માબાપને ત્યાં જતી તો તે પણ પોતાના પતિની આજ્ઞા લઇને જતી.

આ પ્રમાણે આ દમ્પતીએ વિદ્યાર્થી અવસ્થામાંથી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો. આ જગત્ પુરુષ અને પ્રકૃતિ એ બેના સંયોગથીજ ઉત્પન્ન થયું છે. આ સંસાર એ પુરુષ અને સ્ત્રી એ બે દમ્પતિ વડેજ નભે છે. જો તે દમ્પતી શાંત, ઉદ્યમી, આનંદી અને કુશળ

હોય છે તો તે પોતાનો સંસારરથ ઉત્તમ પ્રકારે ચલાવી શકે છે. આ બેમાંથી એકની પણ જો ખામી હોય છે તો તેમનો રથ ખાડા ટેકરામાં ગબડી જાય છે. માટે સર્વથી પ્રથમ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતા પહેલાં પુરુષે સ્ત્રીને અને સ્ત્રીએ પુરુષને અનુકુળ થતાં શીખવું જોઇએ. સ્ત્રી અને પુરુષ બંને એકરૂપ મનાય છે. પુરુષની અર્ધાંગના રૂપ સ્ત્રીને ગણવામાં આવી છે જેમ શરીરનો કોઈ ભાગ ગુમડાવાળો હોય અથવા તો અપંગ હોય તો તે આખા શરીરને હાનિ કરે છે તેમ પુરુષના અર્ધાંગરુપ સ્ત્રીમાં જો કોઇ ખામી હોય છે તો તે પુરુષનો ગૃહસ્થાશ્રમ ઉત્તમ પ્રકારે ચાલતો નથી. આ બંને સ્ત્રીપુરુષ એકમેકને અનુકુળ હતાં. બંનેના આચારવિચાર સરખા હતા. જયાદેવી પોતાના પતિને અનુકુળ વર્તન સેવતી હતી તેમ સન્મુખરાય પણ પોતાની સ્ત્રીને અનુકુળ ચાલતો હતો.

આજકાલ તો ઘણી સ્ત્રીઓ પોતાના પતિની સ્થિતિનો ખ્યાલ કર્યા વગર ઘરેણાં અને કપડાં માટે ઘણું સતાવે છે. પતિ કમાતો હોય કે નહિ તેની દરકાર ન કરીને મારે અમુક સાડી તો જોઇએ જ, મારે અમુક બંગડીઓ તો જોઇએ જ એ પ્રકારની હઠ કરીને ઘરમાં કંકાસ કરી મૂકે છે. તેના જીવનનો ઘણો ભાગ આવા કંકાસમાંજ જાય છે. પતિ કામધંધેથી થાકી પાકીને ઘેર આવે ત્યારે તેને બિચારાને વિશ્રાંતિ તો કયાંથી આપે પણ આવો કંકાસ કરી સતાવે નહિ તો જ સારૂં. ઘણી છોકરીઓ એવી ઉચ્છૃંખલ હોય છે કે તે દેખાદેખી પહેરવા ઓઢવાની સાથે હરવા ફરવાની શોખી પણ થઇ જાય છે. પતિ અને પત્ની આ બંને જો વિરોધી વિચારનાં હોય છે તો ભાગ્યે જ તેમનો એક પણ દિવસ સુખમાં જાય છે. આનંદથી હસવું, એક બીજાના સુખે સુખી થવું. એતો તેમના નસી-

બમાં હોતું જ નથી. આવી જયાદેવી નહોતી. તે હંમેશાં પ્રસન્નતામાં રહેતી કલેશ કે કંકાસ કરી કદી પણ પતિને સતાવતી નહિ. પોતાના પતિની સ્થિતિ અનુસાર જેવાં કપડાં પ્રાપ્ત થાય તે પહેરવામાં જ સુખ માનતી. ઘણીવાર સ્હેજસાજ ફાટેલાં કપડાંને સાંધી લઈ ચલવતી. ઘરમાં પણ કરકસરથી ખર્ચ કરતી, અને આવી સ્થિતિમાં જ આનંદમાં રહેતી.

આ પ્રમાણે સન્મુખરાય અને જયાદેવીનું જોડું જીવનપર્યંત સંધાયું, તેઓએ પોતાની જીંદગીની પ્રથમ સફર શરૂ કરી. જયાદેવી ઘણી જ સ્વરૂપવાન હતી. તેમાં જેમ જેમ યૌવન ખીલવા માંડ્યું તેમ તેમ તેનું સ્વરૂપ પણ સુંદર થવા માંડ્યું. સ્ત્રીઓનું સુંદર સ્વરૂપ ઘણી વખત તેમને ભારરૂપ નીવડે છે. એવું જયાદેવીના સંબંધમાં પણ બને તેમાં નવાઈ નહિ. છતાં તે બરોબર સાચવીને ચાલતી. કોઈ પણ વખત અસુરસવાર એકલી જતી આવતી નહિ, ખરાબ સ્ત્રીઓની સોબત કરતી નહિ. નવરી પડતી તો પોળ વચ્ચે આવી વાતોના ગપાટા કે બીજી સ્ત્રીઓની કુથલી હાંકતી નહિ. તેને કોઈની નિંદા પસંદ નહોતી, નવરી પડતી તો બીજી સ્ત્રીઓની માફક આ ઘર ને પેલું ઘર ગણવા જતી નહિ, પોતાના ઘરમાં કંઈ કામ કહાડીને બેસતી. કામ ન હોય તો સારાં સારાં પુસ્તકો વાંચતી.

સન્મુખરાય પણ પોતાની નોકરી ખંતથી કરતા. નોકરીમાં પણ પોતાના ઘરના કામ જેટલી જ કાળજી રાખતો, ધીમે ધીમે તેના પ્રમાણિકપણાથી શેઠને તેના ઉપર એટલો બધો વિશ્વાસ બેસી ગયો કે તે પોતાની દુકાનનું તમામ કામ ઘણી વખત તેને ભરોંસે સોંપતો. તેના ઉદ્યમશીલ સ્વભાવ, નમ્રતાથી અને પ્રેમાળ હૃદયથી તેણે તેના શેઠનું મન જીતી લીધું હતું. જેમ જેમ તેની આવડત

વધતી ગઇ તેમ તેમ શેઠે પણ તેનો પગાર વધાર્યો, અને કેટલાક વર્ષે પોતાના મુનીમની પદ્વિ આપી. આમ છતાં પણ વેપારી વર્ગમાં નોકરોના પગારો ઘણા જ ઓછા હોય છે. નોકરીની શરૂઆત બાર મહિને સો રૂપીઆથી શરૂ થાય તે પાંચસો રૂપીઆ સુધી હદ આવી જાય. અત્યારે સન્મુખરાયને વર્ષે દિવસે પાંચસો રૂપિઆ પગારે મળતો. તેટલા પગારમાં ઘરનું ખર્ચ મહામુશીબતે પુરૂં થતું તોપણ દેવું કરીને ઘર ચલાવવું એ આખરે દુઃખદાયક છે એમ તે માનતો તેથી પોતાને જેટલી આવક હતી તે પ્રમાણમાં જ ખર્ચ કરી સુખે દુઃખે નીભાવ કરતો.

આજકાલ મધ્યમ સ્થિતિના માણસને દુઃખ છે, હલકા મજુર વર્ગના માણસોમાં તો ઘરનાં જેટલાં માણસો હોય છે તે તમામ મજુરી કે નોકરી કરે છે. સ્ત્રીઓ પણ મજુરી કે નોકરી કરવા જાય એટલે તેમની આવક સારી હોય છે અને ખર્ચ ઘણું થોડું હોય છે. ત્યારે બિચારા મધ્યમ વર્ગમાં તો કમાનાર એક જણ હોય તેની કમાણી ઉપર જ તેનાં સ્ત્રી છોકરાંનું પોષણ કરવાનું હોય છે. છોકરાંને ભણાવવાનું ખર્ચ તો જુદું જ. તેમાં સમાજના બંધારણને લઇ જો તેને ત્યાં વર્ષે બે વર્ષે એકાદ ખર્ચ આવ્યું કે કમાણી તમામ ગુમાવતાં પણ છુટકો થતો નથી. આવી મોંઘવારીનું ખરૂં દુઃખ તો આવા બિચારા ઉત્તમ જ્ઞાતિના આબરૂદાર ગણાતા મધ્યમ વર્ગને છે, સન્મુખરાય પણ જાતે બ્રાહ્મણ હતો, તેને આબરૂ સાચવીને ગૃહવ્યવહાર નિભાવવો પડતો મોંઘવારીમાં પગાર તો ચટણીની માફક ચાલ્યો જતો. કપડાંલત્તાં પણ સાધારણ પહેરવાં પડતાં, જ્યાદેવીના લક્ષમાં આ બધી વાત હતી. તેને નાનપણમાં તેની માએ કેટલાક ઘરગથુ ઉદ્યોગો શીખવાડ્યા હતા. તેને સાડીની કોરો, ટોપીઓ વિગેરે

ભરતાં આવડતું, વળી નાનપણમાં મોજાં ગુંથતાં પણ શીખી હતી. આથી નવરાશના વખતમાં ઘેર નકામા બેસી રહેવું તેના કરતાં કોઈ આવો ધંધો કરૂં તો સારૂં એવો તેને વિચાર થયો અને તેણે તે વાત પોતાના પતિને જણાવી.

સન્મુખરાયે પણ તેને તેમ કરવાની અને તેને માટે જોઈતાં સાહિત્યો લાવી આપવાની મરજી બતાવી. આ પછી તેણે બપોરે નવરાશના વખતમાં આવું શીવવા, ભરવા, ને ગુંથવાનું કામ કરવા માંડ્યું. આમાં પણ તે દરરોજ એકથી બે રૂપીયાનું કામ કરવા લાગી એટલે કમાણી પણ કાંઈક વધી. આવી રીતે બંને સ્ત્રી-પુરુષ ઉદ્યોગી બની પોતાનો વ્યવહાર નીભાવવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨ જું.

### કુલ્ટા સ્ત્રીઓનો પતિને પડતો ત્રાસ.

જયાદેવી અને સન્મુખરાય હમેશાં પ્રસન્ન રહેતાં. કદી પણ તેમના ઘરમાં કંકાસ કલેશ જોવામાં આવતો નહિ. આજકાલ ઘણા ઘરમાં આપણે જોઈશું તો સ્ત્રીઓને નાનપણમાં સારા સંસ્કારો નહિ મળવાથી સાસરે આવ્યા પછી પતિને હઠ કરી સતાવતી જણાશે, પતિને બિચારાને ભાગે જ ખર્ચ પુરૂં થતું હોય તેટલું મળતું હોય છતાં પણ સાંજે ઘેર આવતાં સ્ત્રી તેને સતાવે છે. આજ તો સાડી જોઈએ, આજનો ફલાણીના જેવા બંગડીઓ કરાવી આપો, આજ તો સાંકળાં લાવી આપો. આવી માગણી

ચાલુ જ હોય છે, બિચારો ધણી ના છુટકે સ્ત્રીના કંકાસમાંથી છુટવા ઘણીવાર તો દેવું કરીને તેની માગણી પુરી કરે છે, અને દેવાનું વ્યાજ ભરી ભરીને દુઃખી થાય છે. જયાદેવી જે પોળમાં રહેતી હતી તે પોળ શ્રાવક લોકોની હતી, અમદાવાદમાં જૈન લોકોની વસ્તી વધારે છે, તેમાં ઘણા વેપારી ગૃહસ્થો છે તેમ ગરીબ કુટુંબો પણ ઘણાં હોય છે, તેઓ સવારથી સાંજ સુધી નોકરી ધંધો કરવા બજારમાં હોય છે. માત્ર બપોરે જમતી વખતે કે સાંજે વાળુ કરતી વખતે ઘેર આવે છે. સાંજે પણ વાળુ કર્યા પછી ઘણાને હૉટલ-બજાર આગળ રાતના નવદસ વાગ્યા સુધી રખડ્યા કરવાની ટેવ હોય છે, એટલે સ્હવારથી રાતના દસ વાગતા સુધી સ્ત્રીઓ ઘેર એકલી જ રહે છે. નવરાશના વખતમાં બપોરે પોળની સઘળી સ્ત્રીઓ પોળ વચ્ચે કોઇ ઘરના ઓટલા પાસે એકઠી થઇ આખા શહેરના તડાકા સાંજ સુધી ઠોકર્યા જ કરે છે, કોઈ પોતાના પતિ પાસે આજતો અમુક ચીજ લાવવાની માગણી કરવાનો ઠરાવ કરે છે. કોઈ બીજી સ્ત્રીની નિંદા કરવામાં ડહાપણ માને છે, કોઇ તો કોઇના ધણીનાં વખાણ કરવામાં કોઇ તો સાચી જુઠી વાતો કરવામાં જ મઝા માને છે, આ પ્રમાણે સ્ત્રીઓ આખો દિવસ નિંદા કુથલી કરવામાં ગુમાવી દે છે.

આ પોળમાં એક લખમીચંદ કરીને માણસ રહેતો હતો તેની સ્ત્રીનું નામ ફુલી હતું, ફુલી સ્વભાવે ચંચળ હતી. વિદ્યાના સંસ્કાર બીલકુલ નહોતા, માબાપ ગરીબ હતાં. તેના બાપને અને માને બિલકુલ બનતું નહોતું તેથી રોજ કંકાસ થતો, તેવા કંકાસમાં ઉછ-રીને ફુલી મોટી થઇ હતી. તે સાથે તેના પાયેરથી તેની માના કંકા-શીયા સ્વભાવને સાથે લેતી આવી હતી. એક પણ દિવસ એવો

નહિ ગયો હોય કે જેમાં તેના ઘરમાં કંકાસ ન થયો હોય, તેના પતિ લક્ષ્મીચંદને મહિને દિવસે પંદર રૂપીયા પગાર મળતો, તે પગારમાં પરાણે પુરૂં થતું, ફુલીબાઈ રોજ ઘરેણાં કપડાં માટે તેને સતાવતી. એક વખતે સાંજે છ વાગે લક્ષ્મીચંદ ઘેર વાળુ કરવા આવ્યો, ત્યારે પોતાની સ્ત્રી કુલીને ઘરમાં મો ચઢાવીને બેઠેલી જોઈ. રસોઈ બસોઈ તો કરે જ શાની, આજે તેણે એક જાતની કરાવાની હઠ લીધી હતી. બિચારો લક્ષ્મીચંદ રોજ કહેતો કે " કરાવીશ, બે દિવસ પછી જરૂર કરાવીશ," આમ વાયદા કરી પતવતો. આથી તેણે વિચાર કર્યો કે આજે તો ગમે તેમ થાય પણ કાનના મોતીના કાપ લાવી આપે તો જ રસોઈ કરી આપું, આવી તેણે હઠ પકડી અને રોષમાં મો ચઢાવી ઉમરા વચ્ચે [illegible] હતી.

લક્ષ્મીચંદે આવી કહ્યું કે: " કેમ આજે કંઈ ઉમરા વચ્ચે બેઠાં છો, કંઈ ભૂતબૂત ભરાયું છે કે શું?

આ સાંભળી કુલાનો મીજાસ ગયો, તેને બોલવાનો રસ્તો સૂઝ્યો. તેણે કડકાઈથી જવાબ આપ્યો કે: " ભૂત ભરાય તમારી હોય તેને, જો વળી, બોલતી નથી ત્યારે મરજીમાં આવે છે તેમ બોલે છે, મારા ભોગ છે કે મારા માબાપે તમને આપી, રાંડનું કોઈ દિવસ સુખનું મ્હોંજ ન જોયું.

લક્ષ્મીચંદ—" અરે છે શું ? તે તો કહીશ કે નહિ કહું, આમ રોજ થાકી પાકીને સાંજે ઘેર આવીએ અને તું આમ ઝઘડો લઈ બેસે તે કાંઈ સારૂં ?'

કુલી—" વળી ઝઘડો શાનો, જાણતા નથી કે પરણ્યા છીએ તો તેને માટે પણ કંઈ જોઈશે. આ તે દિવસની કહું છું કે મારે

પરસનબ્હેન જેવા મોતીના કાપ જોઇશે, તે વાયદા કરી કરીને ચલાવો છો. નહિ રાંડનું કોટે કે નહિ કાને, ઉઘાડી બાવળીયા જેવી ફરૂં છું તેનું તો તમને કાંઈ ભાન છે? મારાજ ભોગ લાગ્યા કે તમારે પાપે પડી... (આમ કરી રડવા મંડી.)

આ તાલ જોઈ બિચારો લક્ષ્મીચંદ નિરાશ થઇ ઘરમાં એક બાજુએ બેઠો, તે વિચાર કરવા લાગ્યો કે: "આ કંકાસથી તો મારૂં શરીર અડધું થવા આવ્યું. પગાર તો પરાણે પુરૂં થાય એટલો આવે છે, તેમાં વળી અસુરસવાર, અધરાત, મધરાત કંઈ ઉદ્ધડ કામે જઉં છું ત્યારે આ મોંઘવારીમાં નભે છે. તેનું આ રાંડને ક્યાં જ્ઞાન છે, અને હવે મોતીના કાપની આડાઈ કરી બેઠી છે તે શી રીતે લાવવા, હશે જે થાય તે ખરૂં પણ હવે આને કંઈ મનાવ્યા વગર ચાલવાનું છે. બીજું તો ઠીક છે પણ ન છૂટકે દેવું કરીને પણ એનું મોં વાળવું પડશે. હશે નસીબમાં ધારી હશે તે થશે." આવા વિચાર કરી તેણે કહ્યું; "લે હવે રોવું મુકી દે. કાલે ગમે તેમ કરીને પણ લાવી આપીશ, ગમે તો દેવું કરીને પણ લાવીશ હવે થયું. તું જાણતી નથી કે આટલા ટુંકા પગારમાં આપણા ઘરનું ખર્ચ તો પરાણે નભે છે તો તેમાં વળી હું જણસો માટે નાણાં કયાંથી લાવું?"

કુલી—"તે ગમે ત્યાંથી લાવો, મારે તો જોઇશે જ, આ બીજી બાઈડીઓ ઘાલે ને હું કંઈ તેમના મોં સામે જોઇ ન રહું, સમજ્યાની? એવી કમાવાની લાય નહોતી તો પરણ્યું ન્હોતું, જાણતા નહોતા કે પરણીશું તો તેને માટે ઘરેણાંગાંઠા પણ જોઇશે, કોણે ઉંચા બાંધ્યા હતા કે પરણવા આવ્યા તા. જાવ, આજ તો ખાવા કરૂં છું પણ કાલે ન લાવ્યા તો પછી મારા જેવા ભૂંડો નથી." આમ કહી તે ઉઠી અને કંઇક શાંત પડી રસોઇ કરવા લાગી. આ વાત જયાદેવી તેના

પડોશમાં રહેતી હતી તેણે સાંભળી, આ સાંભળી તેને બિચારા લક્ષ્મીચંદની ઘણી જ દયા આવી. અને વિચાર કરવા લાગી કે: “ આ જગતમાં આવી કેટલીય કુલી જેવી સ્ત્રીયો હશે કે જેના લીધે બીચારા તેમના ગરીબ પતિને સહન કરવું પડતું હશે, અરે ભગવાન્! આવા માણસોને કોણ સુબુદ્ધિ આપે. આ ગૃહસ્થાશ્રમ એ સુખ મેળવવાનું દ્વાર મનાય છે, તેમાં અનેક પ્રકારનું સુખ મનાય છે. છતાં આવાં કેટલાંય સ્ત્રીપુરુષો કલેશ અને કંકાશથી સબ્બા કરતાં હશે, રોજ આ કુલી બિચારા લક્ષ્મીચંદને સતાવ્યાં કરે છે, તે એમ પણ સમજતી નથી કે મહિને પંદર રૂપિયા મળે તેમાંથી તે જણસો કયાંથી લાવે, આવી સ્ત્રીવાળા પતિના દુઃખનો કંઇ પાર નથી. હે પરમાત્મન્ ! તેમને તું જ સદ્બુદ્ધિ આપજે.”

આમ વિચાર કર્યાં કરે છે તેવામાં સન્મુખરાયે ઘરમાં પગ મૂકયો. તેને આવતો જોઇ તે તરત ઉઠી ઉભી થઈ. અને હસતી હસતી સામે જઈ આવકાર આપ્યો. તેને બેસાડી પાણી આપ્યું અને સામે પ્રસન્નતાપૂર્વક બેસી આનંદવાર્તા કરવા લાગી. જયાદેવીના હાસ્યવિનોદે સન્મુખરાયને હસાવ્યો, દુકાનનો થાક ઉતારી દીધો, આ જગત્ જંજાળને ભૂલાવી દીધી. બંને દમ્પતી આનંદવાર્તા કરવા લાગ્યાં. થોડીવારે જમી પરવારી નિત્યનિયમ પ્રમાણે સન્મુખરાયે કાંઇ વાંચવાનું કહાડયું. હંમેશાં રાત્રે સન્મુખરાય કાંઈ વાંચતો અને જયાદેવીને સમજાવતો. આ વખતે પ્રસન્ન ચિત્તે જયાદેવી પતિના ચરણ તલાસતી ધ્યાનપૂર્વક સાંભળતી અને વચ્ચે વચ્ચે જ્યાં સમજણ ન પડતી તે પૂછી ખૂલાસો મેળવતી.

આજે જમી પરવારી વાંચતા પહેલાં જયાદેવીએ પોતાના પતિ આગળ કુલી અને લક્ષ્મીચંદની મોતીના કાપની વાત કહી

સંભળાવી; આ સાંભળી સન્મુખરાયને પણ આવાં ક્લેશી કુટુંબોની દયા આવી. તેણે કહ્યું: “વ્હાલી, આ જગત્ દુઃખરૂપ છે. અનેક સ્ત્રીપુરુષો આ જગત્‌માં આવાં હોય છે, ગરીબ કે ધનવાન હોય છે છતાં પણ તેમનું જીવન સ્ત્રીપુરુષના પરસ્પરના કલહમાં ઘણું જ દુઃખી હોય છે. આ તો બિચારો ગરીબ છે પણ ધનવાનોમાં પણ આવો જ સડો પેઠેલો હોય છે. આવા લોકોને ખરા સુખનો અનુભવ થતો નથી. કેટલાક અમલદારોને પુષ્કળ પગાર મળતો હોવા છતાં, અને પુષ્કળ સત્તા હોવા છતાં પણ ઘરમાં રોજ આવા જ રગડા ચાલ્યાં કરે છે. આવાં દુઃખી કુટુંબો બિચારાં દયાપાત્ર છે.

આ જોને પેલા શીવાભાઇ શેઠને તો તું ઓળખતી જ હોઇશ. ત્રણ તો મીલો છે, અત્યારે પાંચ છ કરોડનો આસામી ગણાય છે. ઘેર નોકર ચાકર, વૈભવની કંઇ કમી નથી, જે જોઇએ તે છે. બહારથી લોકો તેના જેવો કોઈ ભાગ્યશાળી નહિ હોય એમ માને છે. છતાં પણ તેના દુઃખનો પાર નથી, તેને ઘેર જરા પણ સુખ પડતું નથી. તેની સ્ત્રી એવી કુલ્ટા છે કે બિચારો બંગલે ગયો કે કંકાસ શરૂ જ થવાનો. બહાર શેઠ, શેઠ, શી વાત કે શેઠ, બીજા માણસો તેનાથી ડખાય, અમલદાર વર્ગ માન આપે, પૈસાની રેલંછેલ થાય, છતાં પણ તેનો ગૃહસ્થાશ્રમ દુઃખી છે. તેને પહેલી સ્ત્રી સાથે ન બનવાથી તેને તેડતો નથી અને નવી પરણ્યો છે. નવી સ્ત્રી સ્વચ્છંદી ને સુધારાની ફેશનવાળી છે. તેનો બાપ પક્કો સુધારક રામમોહનલાલ બેરીસ્ટર છે. રામમોહનરાય બેરીસ્ટરની દીકરી નાનપણથી જ સુધારાના પવનમાં ઉછરેલી, સ્વતંત્રતાની હિમાયતી, વળી ગ્રેજ્યુએટ થએલી છે. તેને સ્વતંત્ર હરવા ફરવા જોઇએ. રામમોહનરાયે પોતાની પુત્રીને પૈસા ટકાનું સુખ છે માની શીવાભાઇ સાથે પરણાવી. શીવા-

ભાઈ બિચારા જુના વિચારના ચુસ્ત વૈષ્ણવ, તેમને અને સુધારાને શી રીતે ફાવે, તેની રોજ ખટપટ થયાં જ કરે છે.

શેઠ જમી પરવારી મિલમાં જાય એટલે શેઠાણી મોટરમાં બેસી બહાર ફરવા જાય. સુધારાની હિમાયતી એટલે પુરુષના જેટલા જ હક સ્ત્રીઓને કેમ ન હોવા જોઈએ, એવા વિચારની. પુરુષો મિત્રાદિની સાથે સમાજમાં છુટથી હરી ફરી શકે અને સ્ત્રી ઘરના ખુણામાં કેમ પેસી રહે એવા વિચારની. શેઠની બીજીવારની નવી વૈરી, ભણેલી ગ્રેજ્યુએટ, વિદ્યામાં શેઠથી ચઢીયાતી, બોલવા ચાલવામાં શેઠથી જરા પણ ન દબાનાર. પતિની સેવા પત્નિએ શા માટે કરવી, શું પતિ કરતાં પત્નિ હલકી છે? પત્નિ પતિની સેવા કરે તો પતિ પત્નિની સેવા શામાટે ન કરે એવા વિચારવાળી હોવાથી હરરોજ ઘરમાં કજીયો ચાલ્યાં જ કરે છે.

શીવાભાઈ શેઠ તેને આબરૂ જાય એવો ભય બતાવી સ્ત્રીઓએ છુટથી હરવું ફરવું, ગમે ત્યાં જવું આવવું, ગમે તેમ બોલવું ચાલવું એ સારૂં નથી એમ કહે છે. પરપુરુષ સાથે વાત કરવી, પરપુરુષના સંબંધમાં આવવું એ પતિવ્રતા સ્ત્રીને કલંક લગાડનાર છે માટે મર્યાદા સાચવી ચાલવાનું શેઠાણીને કહે છે, પણ શેઠાણી તેમની વાતને હડધુત કરી કહાડે છે અને કહે છે કેઃ—" તમે પુરુષોએ જ અમારી અધોગતિ કરી છે, સ્ત્રીઓની સ્વતંત્રતાને છીનવી લીધો છે અને તેથી જ આ દેશ અત્યારે પરતંત્ર થઈ રહ્યો છે. સ્ત્રીઓએ શું ગુન્હેગારી કરી કે તેણે પતિના દબાયલા ચંપાયલા રહી જન્મારો કહાડવો. શું પતિની ગુલામગીરી કરવા માટે જ સ્ત્રીઓએ જન્મ લીધો છે. તમે પરણ્યા ત્યારે જ મારી સ્વતંત્રતાને આડે ન આવવા મેં તમને કહ્યું હતું. છતાં પણ હવે તમે મને લાજ કાઢી ખૂણે બેસ-

વાનું કહેતાં શરમાતા નથી. જેટલા હરવાફરવાના, બોલવાચાલવાના પુરુષને હક છે તેટલા જ સ્ત્રીઓને છે. જાહેર સભાઓમાં, મિત્રાદિમાં મારે શા માટે ન જવું ? તમે તમારા મિત્રોને મળવા જાવ તો અમે કેમ ન જઇએ ?" નવી શેઠાણી આવી સુધરેલ નીકળવાથી શેઠના કહ્યામાં રહેતી નથી. તે ઘણીવાર પોતાના અનેક મિત્રો સાથે એકલી મોટરમાં સહેલ કરવા ઉપડી જતી. આમ શેઠાણી એકલી ગમે ત્યાં જાય આવે અને મરજીમાં આવે ત્યાં હરે ફરે તે શેઠને ઠીક ન લાગવાથી નામરજી છતાં પણ તેને પોતાની સાથે ફેરવવી પડતી. મનમાં ઘણોય કચવાટ થાય છતાં પણ સુધરેલી રીત પ્રમાણે શેઠ હોય છતાં પણ બીજા પુરુષો સાથે હસ્તધુનન કરી છુટથી વાર્તાલાપનો આનંદ લેતી. આવી બધી રીતભાતથી શીવાભાઇ શેઠ ઘણા જ કંટાળી ગયા છે, તેને હવે આટલી બધી સંપત્તિ છતાં કશુંય સુખ આપતું નથી, પોતે દુઃખમાં ને દુઃખમાં બળ્યાં કરે છે. પોતાના દુઃખની વાત કોઇને કહેવાતી નથી. શેઠાણીને શીખામણ આપવા જતાં સામી બાઝે છે. આવી એ ભાઇની દશા છે.

વ્હાલી, આવા અનેક કુટુંબો આ સંસારમાં દુઃખમાં રવડ્યાં કરે છે, આ બધું સ્ત્રી અને પુરુષ બંનેની અજ્ઞાનતાનું પરિણામ છે. સ્ત્રી કેળવાયા વગરની હોય છે તો તે પતિને દુઃખ આપે છે. તેમ પતિ બીનકેળવાયલો હોય છે તો તેથી સ્ત્રીને ત્રાસ થાય છે. જો બંને એકમેકને અનુકુળ અને કેળવાયલાં હોય છે તો તેઓ ગરીબી હોવા છતાં પણ સુખી થઇ શકે છે. આ સંસાર દુઃખરૂપ છે એ વાત સાચી છે તો પણ જો પતિવ્રતા સ્ત્રી ધારે તો તેને સુખરૂપ બનાવી શકે છે. આવી સ્ત્રીઓને સન્મતિ કોણ આપે મોટી સ્ત્રીઓને સુધારવી એ પણ એક પુણ્યનું કામ છે. નવરાશના વખતમાં

તેમને કોઈ બોધ આપે ને સુધારે તો તે પણ એક મહદ્ ફળ આપનાર કાર્ય છે. તારા જેવી સ્ત્રી જો ધારે તો એવી સ્ત્રીઓને અવશ્ય સુધારી શકે છે. ઠીક, હવે આપણે એ વાત જવા દઈએ કંઈ બીજી વાત ઉપર આવીએ. કારણ નકામી લોકોની કુથલી કરવામાં ફાયદો નહિ.

આમ વાતો કરતાં કરતાં બન્ને જણ સૂઈ ગયાં.

## પ્રકરણ ૩ જું

### પત્નિની પતિ પ્રત્યેની ફરજો.

ફુલીની વર્તણુક જયાકોરીને ખુંચતી હતી. તેના મનમાં કે તે બિચારી સુધરે તો સારૂં. આવા લક્ષ્મીચંદ જેવા કેટલાય માણસો કુલ્ટા સ્ત્રીઓથી દુઃખી થતા હશે. તે બિચારીને પોતાના ઘરની સ્થિતિનો પણ ખ્યાલ નથી. પતિને દુઃખ થાય, દેવું કરે, ગમે તેમ કરે પણ પોતાને જણસો કરાવી આપે આવી જીદ કરે છે. તે પતિના ઘરને પોતાનું ઘર માનતી નથી પણ પારકું ઘર માને છે. તે તો જાણે ખરી લેણદાર હોય તેમ વર્તે છે. જેમ લેણદાર આવી પોતાના લેણા માટે લાંઘવા બેસે તેમ આવી ઘણી સ્ત્રીઓ પતિને ત્રાસ આપે છે. આ બિચારાને સુખનું ભાન શી રીતે થઈ શકે ! આવા અનેક વિચારો ફુલીને આવવા લાગ્યા.

બપોરે જમ્યા પછી બધી સ્ત્રીઓ નીચે ભરાવા લાગી. ફુલી

પણ ત્યાં આવી અને આગલે દિવસે કરેલી બહાદુરીની વાતો કરવા લાગી. કેટલીક તેને સાબાશી આપવા લાગી, ત્યારે કેટલીક તેને કહેવા લાગી કે: " અલી, એવું તે થતું હશે, એ બિચારો તને કાપ કયાંથી લાવી આપશે, દેવું કરશે તો પણ તમારે જ માથે ભાર છે ને, આવી મોંઘવારીમાં એ તે તારૂં પૂરૂં કરે કે વળી જણુસો કરાવે. આમ તે બિચારાને તું સતાવું તે સારૂં નહિ. "

આમ વાતોના ગપાટા ચાલી રહ્યા હતા, તેવામાં જયાદેવી પોતાને પીએર જવા ઘરમાંથી બહાર આવી આ ટોળા પાસે થઇને જતી હતી. તેને તે ટોળામાંની એક કમળા નામની સ્ત્રીએ બોલાવીને કહ્યું કે: " આવોને જયાબ્હેન, તમે કેટલાય દિવસથી આ પોળમાં રહેવા આવ્યાં છો પણ કોઇ દિવસ જણાતાંય નથી. આખો દિવસ ઘરમાં બેસીને એકલાં શું કરો છો ? આમ અતડાં ને અતડાં કેમ ફરો છો ? મારાથી તો રહ્યું આમ તમારી પેઠે અતડાં ફરાય નહિ. આવો જવાય છે. "

આ સાંભળી જયાદેવી મનમાં હસતી હસતી તે ટોળામાં ભળી, અને બોલી કે: " આ આવી બ્હેન, શું કહો છો. આપણે કોઈની સાથે ઓળખાણ નહિ જેથી કોની પાસે બેસીએ એમ ધારી આવતી નથી, વળી ઘરમાં કામકાજ પણ હોયની. " આમ કહી તે પણ સર્વની સાથે વાતો કરવા લાગી.

જયાદેવી સુશીલ, નમ્ર અને આનંદી હતી એટલે તેને જોઇ સર્વ કોઇ તેની ઉપર માયા રાખે તેમ હતું. તેની પાસે કાંઇ ઝાઝી જણુસભાવ નહોતી. કપડાં પણ સાદાં હતાં તેને જોઇ તે ટોળામાંની એક આધેડ બાઇએ કહ્યું કે: " જો, આ બિચારીની પાસે કંઇ જણુસો છે ? વાલની વીંટી સરખી પણ નથી. વળી કપડાં પણ

કર્યાં છે, છતાં આટલા દિવસથી રહે છે પણ કોઈ દિવસ તેમના ઘરમાં તકરાર થએલી સાંભળી છે? અને આ રાંડ કુલી તો તેના ધણીને સુખે ખાવા પણ દેતી નથી." "વારૂ, જયાબ્હેન નવરાશના વખતમાં આખો દહાડો ઘરમાં શું કરો છો?"

જયાદેવી—"બ્હેન, અમારી સ્થિતિ એવી છે કે એમાં અમારૂં પરાણે પોષણ થાય છે, તેમાં વળી જણસો ક્યાંથી લાવીએ? એ તો તમારા જેવા શેઠીયા લોકોને બધુંય હોય. આપણે જણસોની હઠ કરીને એમને દુઃખ દેઇએ એ પણ આપણને જ દુઃખ કેની. માટે મારાથી તો કોઇ વાતની હઠ કરાય નહિ. અમારી સ્થિતિ પ્રમાણે રહીએ છીએ. બપોરના ટાઇમમાં તો જમી પરવારી ઘર કામ હોય તે કરૂં છું, પછી નવરાશ હોય તો કંઇ વાંચું છું. વળી બને તો કંઇ ભરવા ગુંથવાનું પણ કરૂં છું. બ્હેન નવરાં બેસી રહેવાથી ખરાબ વિચારો આવે, મનમાં અનેક પ્રકારના તરંગો થાય, શરીર આળસુ થઈ જાય, માટે કંઈ ધંધો કરવો જોઇએ. શરીરને પણ કસરત આપવાની જરૂર છે. તેથી શરીર સારૂ રહી શકે છે. માટે મને નવરાં બેસી રહેવાનું ગમતું નથી.

જયાદેવી વાતો કરતી હતી તે વખતે સર્વ સ્ત્રીઓ તેના મોં સામું તાકીને જોવા લાગી. વાત કરતાં કરતાં તો મોં ઉપર શેરડા પડી જતા હતા. તે ખરૂ કહે છે એમ સર્વ કોઇએ કહેવા માંડયું. તેમાંથી એક સ્ત્રી બોલી—"ત્યારે જયાબ્હેન તમે તો ભણેલાં જણાવ છો, બળ્યું અમે તો કાળા અક્ષરને કુટી મારીએ એવાં છીએ, અમે શું વાંચીએ. તમારી વાતતો સાચી છે, પણ અમારાથી તો રડયું આખો દિવસ ઘરમાં એકલું બેસી રહેવાય નહિ. ઠીક હવે બએ ઘડી તમારી પાસે આવીશું તો કંઇ શીખાશે. તમે ભણ્યાં છો

તો સારી સારી વાતો પણ વાંચી હશે. તેમાંની એકાદ વાત તો કહો, અમે સાંભળીએ તો ખરાં."

જયાદેવી—"હા, બ્હેન એવાં મારાં ક્યાંથી ધન ભાગ્ય કે તમે મારે ત્યાં આવો. હું જે જાણું છું તે તમને કહીશ. આજ તો મારે પીએર જવું છે. પણ કાલથી આપણે કંઇ વાતો કરીશું. હવે આપણે ઓળખાણ થયું એટલે મને પણ તમારે લીધે આનંદ થશે. જુઓ બ્હેન, હું તો હજુ નાનું છોકરૂં છું. સંસારના વાયરા કંઇ વાયા નથી. મને કંઇ લાંબી સમજણ પણ ન મળે, છતાં તમારૂં હેત છે તો મેં જે વાંચ્યું છે તે ખુશીથી જણાવીશ. આપણે નવરાં બેસી વાતોના તડાકા હાંકીએ તેના કરતાં કાંઈ ઉપયોગી વાતો કરીએ તો લાભ પણ થાય. લ્યો બ્હેન જઉં છું."

કુલી—"ના બ્હેન હવે તો કંઈ કહો, જવું હોય તો ટુંકી વાત કહી ને જાવ, અમે તો જાણતાં હતાં કે તમે તો કેવાંય અતડાં હશો, પણ જ્યાં સુધી તમે મળ્યાં નહોતાં ત્યાં સુધી એવા વિચાર આવતા. તમે જ્યારે આજે મળ્યાં ત્યારે અમને તો બહુ ભલાં લાગો છો. અમે તો અભણ છીએ. તમારા જેવી વાતો પણ જાણીયે નહિ, માત્ર ખાતાં ને ખાવા કરતાં આવડે છે. ઠીક, હવે તમારૂં ઓળખાણ થયું છે તો વળી કંઇ લાભ મળશે. લ્યો બ્હેન મારા સમ, આજે એકાદ ટુંકી વાત પણ કહો. પછી જાવ."

આમ લગભગ બધાં બૈરાંનો આગ્રહ થવાથી જયાદેવીએ વિચાર કર્યો કેઃ ઠીક ઘડી પછી જઇશ પણ એકાદ વાત કહું. વળી આ કુલીનો પણ આગ્રહ છે. માટે આજ કંઇ સ્ત્રીઓ સુધરે એવી એકાદ વાત કહું તો તેમને ફાયદો થશે. અજ્ઞાન સ્ત્રીઓને

સુધારવાને માટે મહેનત લેવી એ ઘણું પુણ્યનું કામ છે. આમ વિચાર કરીને તે બોલી કે: "ઠીક બ્હેન, તમારો આગ્રહ છે તો ઘડી પછી જઈશ. ચાલો આપણે અહીં બેઠાં છીએ તેના કરતાં મારે ઘેર બેસીએ, તો નિશ્ચિંતીથી બેસાય તો ખરૂં, વળી તમારાં બધાંનાં પગલાં થશે તો મારૂં ઘર પણ પાવન થશે. આવો. આવો કુલી બ્હેન," આમ કહી પોતાને ઘેર સર્વેને તેડી ગઈ અને ત્યાં બેસી થોડીવાર આડી અવળી વાતો કરી પછી કહેવા લાગી કે:—

"જુઓ, બ્હેન, મેં એક ચોપડી થોડા દિવસ પહેલાં વાંચી હતી તેમાં પતિવ્રતા સ્ત્રીએ પોતાના પતિની સાથે કેમ વર્તવું એ સંબંધી એક વાત હતી તે તમને કહી સંભળાવું છું.

આપણે સ્ત્રી જાતીને માટે પતિવ્રતપણું પાળવું એના જેવો બીજો એક પણ મોટો ધર્મ નથી. આપણે કશું પણ ન કરીએ અને માત્ર આ એકજ પતિવ્રત્તપણાના વ્રતનું પાલન કરીએ તો આ જગતમાં દેવી તુલ્ય થઈ રહીએ. પતિવ્રતા સ્ત્રી ધારે તે કરી શકે છે. તે પોતાની અને પોતાના બાપની સાત પેઢીઓને તારી શકે છે. જો બરોબર પતિવ્રતપણું પાળવામાં આવે તો તેનામાં અલૌકિક સામર્થ્ય આવે છે. પતિની સેવા કરવી, મન, વચન અને કાયાથી પતિની આજ્ઞાને અનુસરવું, પતિની છાયારૂપે વર્તવું. પતિને જરા પણ દુઃખ થાય એવો પ્રસંગ ન આવવા દેવો, પતિ પ્રસન્ન રહે એવી રીતે વર્તવું એ પતિવ્રત્તપણું છે.

પૂર્વે અનેક સ્ત્રીઓ પતિવ્રત્તના પાલન કરવાથી અત્યારે દેવીઓ તરીકે પૂંજાય છે. તેમને પતિવ્રત્તપણું પાળવામાં અનેક સંકટો, અનેક લાલચો, અનેક વિઘ્નો આવ્યા છતાં પણ તે પોતાના તે વ્રત્તથી ચળી નહોતી. અને તેથી જ તેવી સ્ત્રીઓને આપણે આજે પૂંજીએ

છીએ. માટે આપણે સ્ત્રીઓએ તો આપણા પતિની સેવા કરવી જોઇએ. પતિને દુઃખ થાય એવું એક પણ કાર્ય કરવું નહિ. પતિની સ્થિતિનો વિચાર કરીને ખર્ચ કરવું. આપણે જો પતિને જણુસો—કે કપડાં માટે ત્રાસ આપીએ તો તેથી અંતે આપણે જ દુઃખી થઇએ છીએ. આ સંબંધમાં એક ખરી બનેલી વાત કહું છું તે સાંભળો.

હું જ્યારે નાની હતી ત્યારે વારંવાર મારા મોશાળમાં જતી, ત્યાં અમારા પાડોશમાં એક દીનમણિશંકર નામનો બ્રાહ્મણ રહેતો હતો તેની સ્ત્રીનું નામ દીવાળીબાઈ હતું. દીનમણિશંકર ગરીબ અવસ્થાનો હતો તેથી ભણવા માટે તેને સાસરે રહેતો હતો. તે વખતે સ્ત્રીનું માન સાચવીને ત્યાં તેને રહેવું પડતું. દીવાળીબાઇ જણુસભાવ પહેરવાની શોખી હતી અને ઘરમાં પોતાનું ચલણ કરવાની હોંશીલી હતી, બીજી સ્ત્રીઓની સોબતથી તે એમ શીખી હતી કે ઘરમાં સ્ત્રીનું ચલણ હોવું જોઇએ.

ઘણી વાર તે પોતાના પતિને કામ બતાવતી. તેનો પતિ ભલો માણુસ હતો, એટલે ફેરો ખાઇ છુટતો. દીવાળીબાઈ સ્વભાવે તેજ હતી તેનાથી કોઇનું સહન થતું નહિ. દીનમણીશંકર અને દીવાળી જ્યારે પોતાને ઘેર રહેવા લાગ્યાં ત્યારે દીનમણીશંકરને તે વારંવાર કનડતી. ઘણી વસ્તુઓની દેખાદેખી હઠ કરતી. દીનમણીશંકર ગરીબ હતો. સાધારણ નોકરી કરતો હતો, પગાર પણ થોડો મળતો હતો, ટુંકા પગારમાં પરાણે ગુજરાન નભતું તેમાં વળી દીવાળીબાઇની જણુસભાવની હઠતો હોય જ. ઘણીવાર તે એવી હઠીલી થઇ એવો કંકાસ કરતી કે બિચારા દીનમણીશંકરને દુઃખ વેઠીને પણ તેનો કંકાસ ટાળવો પડતો.

દીવાળીબાઇને કંકાસ કરવો તે તો તેનો સ્વભાવ પડી ગયો હતો. દરરોજ દહાડામાં એક બે વખત રડીને તે મોં ચઢાવી બેસતી, ખાવા ન કરે, ખાય નહિ ને ખાવા દેય નહિ. તે એમ ધારતી કે જેટલું ખાધું પીધું અને પહેર્યું ઓઢયું તે જ ખરૂં જો કોઇ સ્ત્રીએ નવી સાડી આણી હોય અને જો તે જુવે તો તેના જેવી સાડી મંગાવવાનું તેને મન થાય, જો કોઇ પડોશીએ સોનાની કોઈ સારી જણુસ આણી હોય તો તે મંગાવવાની હઠ કરતી. એવો એક પણ દિવસ નહિ ગયો હોય કે જેમાં તે કંકાશ કર્યા વગર રહેતી હોય. વાર ત્હેવારે તો વળી વધુ રૂસણું માંડીને બેસતી. દીનમણીશંકર તેના કંકાસથી અર્ધો થઇ ગયો હતો. ભોગજોગે બેચાર છોકરાં પણ થયાં હતાં. છોકરાંને જણુસભાવ કરાવી આપવાની પણ તેવી જ હઠ કરતી. હવે પાસે પૈસા ન મળે, આવક પણ પરાણે પુરૂં થાય એટલી જ તો બિચારો દિનમણીશંકર તેને કયાંથી જણુસભાવ લાવી આપે. તે જ્યારે બહુ કંટાળતો ત્યારે એક ઘર હતું તે ઘરાણે મૂકી રૂપિયા લાવતો ને દીવાળીની હઠ પૂરી કરતો. તે કંકાસથી કાયર થઇ ગયો હતો. તે સરકારી નોકરી કરતો હતો તેમાં પગાર ૨૫ રૂપીઆ મળતો હતો. દીવાળીનો કંકાસ એક પણ દિવસ હોલાતો નહિ. એક ચીજ લાવી આપે તો વળી બીજીની માગણી કરતી ભવિષ્યમાં પોતાની શી વલે થશે તેનો જરા પણ વિચાર કરતી નહિ.

આવા વખતમાં ત્યાં સખત કોલેરા ચાલ્યો. તેમાં દીનમણીશંકર મૃત્યુ પામ્યો. અને દીવાળીબાઇ રાંડયાં, હવે ઘરનું ખર્ચ કાઢવું, છોકરાંને પાલવવાં, ભણાવવાં એ સર્વ કામ તેમને માથે પડયું. પતિને સતાવી જણુસો કરાવેલી તે એક પછી એક વેચવા

માંડી, દેવાવાળાએ દાવો કરી ઘર કબજે લીધું. એટલે ભાડે ઘર શોધવું પડ્યું. જણસભાવ રહી નહિ, આવક પણ હતી નહિ અને દેવાવાળા તો ફેરા ખાવા જ લાગ્યા. આથી દીવાળી બાઇને મહેનત મજુરી કરવી પડી. જુવાનીમાં પતિને આપેલા ત્રાસનું ફળ ભોગવવું પડ્યું હવે તે સમજી કે મેં હાથે કરીને મારા પતિને દુઃખી કર્યો અને તેનું ફળ તો મારે જ ભોગવવું પડ્યું. આ પ્રમાણે પતિને સતાવવાથી, દેવું કરાવી જણુસો કરાવવાની હઠ કરવાથી પાછલી અવસ્થામાં દુઃખ પોતાની જાતે જ ભોગવવા માંડ્યું.

જુવો બ્હેન! આવી ઘણી સ્ત્રીઓ આ જગત્‌માં છે તેઓ આ સંસારને કલેશમય કરી નાંખે છે. નથી પોતે સુખ ભોગવતી કે નથી પતિને સુખ આપતી, પતિને દુઃખ આપે છે, પતિને ત્રાસ આપે છે અને અંતે દીવાળીબાઈની માફક પોતે તે ત્રાસના ભોગરૂપ દુઃખને ભોગવી દુઃખી થાય છે. માટે આપણે સ્ત્રી જાતીએ કદી પણ આવું કરવું નહિ, પતિનું ઘર એજ આપણું ઘર છે. પતિની જેવી સ્થિતિ હોય તે સ્થિતિમાં રહેવું એજ સુખદાયક છે. સમજુ સ્ત્રીઓ કદી પણ ગજા ઉપરાંત ખર્ચ કરતી નથી. દુઃખમાં પણ પતિને અનુકુળ વર્તે છે. પતિને વિપત્તિમાં પણ ધૈર્ય આપે છે અને તેના દુઃખમાં ભાગ લે છે.

આપણે પણ પતિવૃત્તપણાનું પાલન કરવું જોઇએ. આપણા પતિ એ આપણા પરમેશ્વર છે. તેમની સેવા કરવી એ આપણું કામ છે. તે બહારથી કમાઈ લાવે અને આપણે ઘરની વ્યવસ્થા કરવી, જોઈ વિચારી ખર્ચ કરવું. કોઇ પણ વસ્તુની હઠ કરી પતિને ત્રાસ આપવો નહિ. ઘરની સ્થિતિ પ્રમાણે ચાલવું. પતિને પ્રસન્ન રાખી આપણે પ્રસન્ન રહેવું. પતિને સંકટના વખતમાં હિંમત આપી સહાય

કરવી, એમને દુઃખ હોય તો પછી આપણે સુખની આશા રાખવી નહિ. ગરીબાઇ કે તવંગર ગમે તેવી સ્થિતમાં પણ પતિને અનુકુળ રહેવું અને વર્તવું એ આપણું કામ છે. પતિવ્રતપણાનું મહાત્મ્ય ઘણું મોટું છે. તે પાળવાથી આપણું કલ્યાણ થાય છે. માટે આપણે સ્ત્રીઓએ તો તેનું અવશ્ય પાલન કરવું જ જોઇએ.

પૂર્વે સીતા જેવાં સતિમાતા થઇ ગયાં છે. તેમની વાત તો તમને યાદ જ હશે. ઘેર રાજ્યવૈભવ હતા, પિતાને ત્યાં પણ રાજ્ય વૈભવની ખોટ નહોતી. છતાં જ્યારે પોતાના પતિ રામચન્દ્રજીને તેમના પિતા દશરથે દેશવટો દીધો ત્યારે તેમણે પણ પતિની સાથે વનમાં જઇ પતિસેવા કરી હતી. તે વખતે તેમને ઘેર સુખમાં રહેવા માટે તેમજ તેમના પીએરમાં રહેવામાટે ઘણું કહેવામાં આવ્યું હતું પણ તેમણે પોતાના પતિને દુઃખી જોઇ પોતે તે સુખને સ્વિકાર્યું નહોતું, અને પતિને દુઃખ તો પોતાને પણ દુઃખ એમ માની ગમે તેવી સ્થિતિમાં પણ પતિની સેવા કરી પતિના સુખદુઃખમાં ભાગ લેવો એમ માની પોતે વનમાં ગયાં હતાં. આજ પ્રમાણે સતી દ્રૌપદિએ પણ પોતાના પતિ પાંચ પાંડવ વનમાં ગયા તે વખતે તે પણ પોતાના તેમજ પોતાના પીએરના રાજ્યવૈભવનો ત્યાગ કરી વલ્કલ ધારણ કરી પતિસેવા કરવા પતિની સાથે વનમાં ગયાં હતાં આ પ્રમાણે પતિની સાથે રહી ઘણી સતી સ્ત્રીઓએ પતિસેવા કરી છે અને ઘણાં સંકટ ઉઠાવ્યાં છે, તેઓ પોતાના પતિને જ પરમેશ્વરતુલ્ય માનતાં પતિસેવા કરવામાં જ પોતાનું ગૌરવ માનતાં. અને તેમને એવા પતિવ્રત્તપણાના પ્રભાવથી આજે આપણે પૂજીએ છીએ.

આપણે પણ આપણા પતિની સેવા કરતાં શીખવું જોઇએ.

તેમના સુખે સુખી અને દુઃખે દુઃખી થવું જોઇએ. આપણે કોઇ પણ વખતે તેમને દુઃખ થાય એવી ક્રિયા કરવી જોઇએ નહિ. સર્વ રીતે તેમનું મન સાચવવું જોઇએ. કેમ ફુલી બ્હેન ! ખોટું કહું છું. તમે તો મારા કરતાં મોટાં છો. હું તો તમારી પાસે કાંઇ સાંભળવાની ઇચ્છા કરૂં એવી છું."

ફુલી—'વાહ બ્હેન, તમે તો નાનાં પણ ઘરડાંને પણ આંટી ખવરાવી દો તેવાં છો. અમે તો આવું તેવું કાંઇ જાણીએ નહિ નાનપણમાં માબાપને ત્યાં ખાઇ પી લાડમાં ઉછર્યાં, રડ્યું, સારૂં સારૂં ખાવા ને પહેરવા જોઇએ. આવી વાતની શિખામણ કોઇ દેનાર મળે નહિ. મારી મા પણ કોઇ વખતે આવી વાત કરે નહિ. બાપને તો ફુરસદ જ ન મળે. હું પણ કાળા અક્ષરને કૂટી મારૂં તેવી એટલે કાંઇ વાંચ્યું પણ શાની ? પીએર હતાં ત્યારે સરખે સરખાં ભરાઇએ ત્યારે સાસરે જવાની વાતો થાય અને તેમાં સાસરે જઇને આવાં કપડાં પહેરીશું ને આમ સુખ ભોગવીશું, ને આમ ઘર ચલાવીશું, વળી પતીને વશ કરવા વિગેરે અનેક વાતો કરતાં, પીએરમાં સાસરે જઇ મોટાં મોટાં સુખ ભોગવવાની આશા બાંધેલી, ઘરમાં આપણું ચલણ કરવાની ઉમેદ, આવું આવું શીખેલાં અને અહિં આવ્યાં એટલે જાણો જ છો ને ! કે આખો દિવસ ખાઇ પી સારાં કપડાં લત્તાં પહેરી હરવા ફરવાનું મન થાય. ધણીએ આપણને જે જોઇએ તે આપવું જ જોઇએ એવા વિચારથી પતિને પજવીએ પણ ખરાં. વળી ઘરમાં આપણું ચલણ થાય તે માટે ધણીને છણકા છોકોટા કરવામાં પણ અમે મોટાઇ માનીએ છીએ. બાકી આજે તમે જે કહ્યું તેવી વાતો તો અમે કોઇ દિવસ સાંભળી નથી. આ તો બધી નવાઇની વાતો સાંભળી ઠીક હવે હું તમારી પાસે રોજ આવીશ, કેમ જેકોરબા ખોટું કહું છું.

જેકોર—' હા બેન, ખરૂં છે, અમે પણ આટલાં મોટાં થયાં પણ આવી વાતો સાંભળી નથી. આ ઘડીવાર દેવદર્શન કરવા જઇએ તો કોઈ ભાગવતની કથા કહે તે સાંભળીએ. તેમાં પણ આવું તો સાંભળેલું નહિ. પણ જયાબ્હેન કહે છે તે તો ખરૂં છે. એમાં કાંઈ ખોટું નથી. આપણે પતિની સેવા તો કરવી જ જોઇએ. ઘડીઘડીમાં પતિને જણસભાવ માટે હઠ કરીને પજવીએ તો તે છેવટે આપણને દુઃખ થાય છે. આપણે આખો દિવસ નવરાં બેસી રહીએ છીએ તેના કરતાં આવી વાતો કરીએ તોય સારૂં, ઠીક હવે તો આપણે રોજ અહિં ભેગાં થવાનું રાખો કે કાંઈ નવું નવું જાણીએ તો ખરાં, લ્યો જયાબ્હેન, હવે માંડું થયું છે માટે ઉઠીએ છીએ. માફ કરજો તમને ખોટી કર્યાં તે. આ પછી બધાં ઉઠી પોતપોતાને ઘેર જાય છે. જયાદેવીએ પણ તે દિવસે માંડુ થવાથી પીએર જવાનું માંડી વાળ્યું ને ઘરના કામે વળગી. થોડીવારે સન્મુખરાય ઘેર આવ્યો. રાત્રે જયાદેવીએ આ બધી વાત કહી સંભળાવી તે સાંભળી તેને પણ પોતાની પત્નિને માટે માન ઉત્પન્ન થયું.

## પ્રકરણ ૪ થું.

### પતિ પત્નિની પરસ્પર ફરજ.

સન્મુખરાય નિયમસર નોકરી કર્યે જતો હતો, શેઠની તેના ઉપર પ્રીતિ સારી હતી. હવે પગાર પણ વધ્યો હતો. જયાદેવી પણ કેળવાયલી, શાંત અને પતિની સેવા કરવામાં આનંદ માનનારી હતી. તે ઘેર બેઠાં બેઠાં પણ ભરવા શીવવાનું કામ કરતી, તેમાં ધીમે ધીમે વધારો કર્યે જતી સાડીઓની કોરો ભરવાનું, મોજાં, ગંજીફરાક બનાવવાનું કામ ઘરમાં બેઠે કર્યે જતી. આ સર્વની કિંમત સારી ઉપજતી હોવાથી આવક પણ સારી થતી. ધીમે ધીમે આ દમ્પતીની આવક વધતાં તે વધારે સુખથી રહેવા માંડ્યાં. તે હંમેશાં આનંદમાં રહેતાં. પતિ તરીકે સન્મુખરાયે પોતાની પત્નીની સાથે શી રીતે વર્ત્તવું એ તે સારી રીતે જાણતો હતો. તે સમજતો હતો કે: આ સંસારનો પાયો એ સ્ત્રી છે. જ્યાં સ્ત્રી કેળવાયલી અને સુધરેલી હોય છે ત્યાંજ યથાર્થ શાંતિ, આનંદ અને સુખનો અનુભવ થાય છે, બાળકો પણ સદ્ગુણી બની શકે છે. પત્નિને કેળવવી એ પતીની ફરજ છે. આવા વિચારથી તે હંમેશાં જયાદેવીને સારાં સારાં પુસ્તકો વાંચીને સમજાવતો વારંવાર અનેક વાતો અને દૃષ્ટાંતથી તેને સમજાવતો, અને તેને પોતાને અનુકુળ બનાવવા યત્ન કરતો.

જયાદેવી પણ હંમેશાં પતિને અનુકુળ વર્તતી, નવું નવું શીખવાની ઇચ્છા કરતી. નવરાં બેસી રહેવાથી અનેક ખોટા ખોટા વિચારો થાય

છે અને શરીર આળસુ થતાં આરોગ્યની હાનિ થાય છે એમ તે સમજતી હતી, તેથી એક ક્ષણુ પણુ નકામી ગુમવતી નહિ. બપોરે સન્મુખરાય દુકાને જતો એટલે પોળનું બધું ટોળું હવે જયાદેવીને ત્યાં ભરાતું, તેની વાતોમાં બીજાં બૈરાંને રસ પડતો, તેના સંગથી ઘણી સ્ત્રીઓનાં વર્તન ફરી ગયાં હતાં. દરરોજ આ ક્રમ ચાલતો હતો તેમાં જયાદેવીએ તેમને સાથે સાથે હુનર ઉદ્યોગમાં પણુ જોડ્યાં હતાં એથી આમ વાતો પણુ થતી અને સાથે સાથે સર્વે ગુંથવા ભરવાનું કામ પણુ કરતાં. આ પ્રમાણે આ પોળમાં સુધારો થતો જોઈ તે તે સ્ત્રીઓની સોબતમાં આવનાર અનેક સ્ત્રીઓ હવે જયાદેવીને ત્યાં આવવા માંડી. ઘણીનાં દ્વેષભાવ છૂટી ગયા. રોજ પતિને સતાવનારી સ્ત્રીઓ પતિની સેવા કરવા લાગી. આ પ્રમાણે ઘણાં કુટુંબોમાં ફેરફાર થતાં તેમના પુરુષો પણુ ખુશી થયા, અને આ સર્વના કારણુરૂપ જયાદેવીને માનવા લાગ્યા.

દરેક જણુ જયાદેવી ઉપર પ્રીતિ રાખવા લાગ્યાં. તેનો ફેરો ફાંટો દરેક જણુ ખાતું, ઘરકામ તો તે જાતેજ કરતી પણુ તેને તેના કામમાં મદદ કરનારાં ઘણાં થયાં. આમ જયાદેવીનું દીવસે દીવસે માન વધવા માંડ્યું. તેનામાં સુંદરતા પણુ આકર્ષક હતી, ઘણા દુષ્ટ મનુષ્યો તેનું રૂપ જોઈ તેને ફસાવવા માટેની અનેક યુક્તિ કરતા હતા, તેમની સહાય મેળવી અનેક દુષ્ટ સ્ત્રીયો પણુ તેને ફસાવવાની જાળ પાથરતી. પણુ જેનું મન પતિમાંજ લાગેલું છે એવી જયાદેવીનો કોઇ વાળ પણુ વાંકો કરી શકે તેમ નહોતું આમ હંમેશાં તેના દિવસો આનંદમાં જતા હતા.

સન્મુખરાયની ચાલચલકત ઘણી સારી અને પ્રમાણિક હતી. તેના ઉપર જેમ જેમ શેઠનો ભરૂંસો વધતો ગયો તેમ તેમ શેઠ દુકા-

નનો સર્વ કારભાર તેને સોંપતો ગયો. થોડા વર્ષે તો શેઠે તેનો દુકાનમાં પગાર ઉપરાંત ચાર આની ભાગ રાખ્યો. આથી હવે સન્મુખરાયને આવક સારી થતી, બહાર માન પ્રતિષ્ટા પણ સારી હતી. પૈસો વધતાં તેનો તે સદુપયોગ કરવા લાગ્યો. અત્યાર સુધીમાં જયાદેવીને કંગાલ હાલતમાં રહેવું પડતું તે હવે પૈસો વધતાં સારાં કપડાં અને ઘરેણાં થવા માંડયો. ઘણીવાર સન્મુખરાય સારી કિંમતી સાડી કે કોઈ સારી જણુસ નજરમાં આવતી તો તે જયાદેવી માટે ખરીદી લાવતો. જયાદેવીને જણુસો કે કપડાંનો મોહ નહોતો, તે ઘણીવાર પોતાના પતિને તે ન લાવવા કહેતી, અને કહેતી કે: " મારે જોઇશે તે ચીજ લાવવાનું હું આપને જણાવીશ, મ્હારે હમણાં બધી વસ્તુઓ છે, આવા કાર્યમાં પૈસા ખર્ચી નાંખવા એ મને ઠીક લાગતું નથી. આપની સેવામાં જ હું તો પ્રસન્નતા માનું છું. વળી એ પૈસા બચશે તો કોઇ વખત ભવિષ્યમાં કામ આવશે, માટે આપે જરા પણ ચિંતા રાખવી નહિ. ઘણી સ્ત્રીઓ જો પતિ તેમને સારાં સારાં કપડાં કે જણુસો લાવી અપે છે તો જ તેના ઉપર રાજી રહે છે નહિ તો હઠ કરી કલેશ કરે છે, આવી સ્ત્રીઓ પતિને વારંવાર સતાવે છે પણ તે આખરે નરકમાં પડે છે. મારે તો આપની સેવા એ જ પરમસુખ છે.

આ સાંભળી સન્મુખરાય કહેતો કે: " તારૂં કહેવું સત્ય છે, તોપણ પોતાની સ્ત્રીને સંતોષ આપવો એ પણ અમારી પુરૂષોની ફરજ છે. અમારી સ્થિતિ હોય તે પ્રમાણે તમને કપડાં લત્તાં અને જણુસો લાવી આપવાં એથી અમને પણ આનંદ થાય છે, ઘણા પુરૂષો દેવું કરી મિથ્યા સ્ત્રીઓની પ્રસન્નતા મેળવવા આવું ખર્ચ કરે છે; તેવું તો આપણે કરવાનું નથી, માટે તને જણુસભાવથી સંતો-

ષવી એ પણ મારી ફરજ છે. તેમાં કાંઈ વિશેષ નથી, પત્નિએ જેવી રીતે પોતાના પતિની સેવા કરીને આનંદ માનવાનો છે, જેવી રીતે પતિને અનુકુળ વર્તવામાં પોતાનું શ્રેય છે એમ માનવાનું છે તેવી રીતે અમારે પતિધર્મ પ્રમાણે પત્નિને રાજી રાખવી, તેને દરેક પ્રકારે સંતોષ આપવો તેને જોઈતી વસ્તુઓ લાવી આપવી, તેના મનમાં દુઃખ થાય એવી કોઈ પણ ક્રિયા કરવી નહિ, હંમેશાં તેના સુખે સુખી રહેવું, તેને પોતાને અનુકુળ પ્રેમથી વશ કરી લેવી એ વિગેરે અમારી ફરજ છે. ઘણા પુરુષો સ્ત્રીને પોતાના કહ્યામાં રાખવા માટે મારઝુડ કરે છે, ઘણા તો કહે છે કે " સ્ત્રી તો મારથી જ પાંસરી થાય, આમ માની તેને બિચારીને સ્હેજસાજ બાબતમાં પશુની માફક માર મારે છે, ઘણીવાર તેનાં પીએરીઆંને ગાળો દે છે. આવી રીતે પોતાના ઘરમાં હંમેશાં કંકાશ વ્હોરી લે છે. આવાં સ્ત્રી પુરુષોનો એક બીજા ઉપર પ્રેમ હોતો નથી તે સ્ત્રીનો પોતાના પતિ ઉપર પ્રેમ હોતો નથી તેમ પતિનો સ્ત્રી ઉપર હોતો નથી. સ્ત્રી કદાચ તેનું કહ્યું કરતી હશે તો ભયથી. ઘણી સ્ત્રીઓ જેમ વાઘને જોઈ બકરી ત્રાસ પામે એમ પોતાના ક્રૂર પતિને જોઈ થથરી જાય છે. તેમને ખરા પ્રેમની ખબર હોતી નથી. તેઓના જીવ કદી પણ એક થતા નથી આવા પુરુષોને પણ ધિક્કારવા તુલ્ય છે.

જેમ નાનપણમાં અયોગ્ય રીતે મોઢે ચડાવેલી અજ્ઞાન સ્ત્રીઓ પતિને પીઈ જાય છે. પતિના કહ્યામાં રહેતી નથી અને ઘરમાં પોતાનું ચલણ કરવા માટે વારંવાર રોષ અને કલેશ કરી પતિને સતાવે છે, પતિને છણકાછાકોટા કરી મોં ચઢાવે છે તેમ કેટલાક કુબુદ્ધિ પુરુષો પણ નાનપણથી સ્ત્રીઓને કહ્યાગરી બનાવવા માટે સ્ત્રીઓને તેના બાપ અને ભાઈ સમાણી ગાળો દે છે, તેના ઉપર ક્રોધ કરે

છે, તેને મારે છે અને ભયથી વશ કરવા મથે છે. આ બંને સ્ત્રી-પુરુષોને નીંદવા જેવાં છે. તે બંનેમાંથી એકને પણ યથાર્થ સુખ મળતું નથી તેમનામાં દાંમ્પત્યપ્રેમનું નામ નિશાન હોતું નથી. તેઓના ઘરમાં જ્યારે જોઇએ ત્યારે એક બીજાનાં મોં ચઢેલાં અને રોષવાળાં હોય છે, આવી સ્ત્રીઓ વારંવાર માર ખાવાથી નઠોર થતાં સામી થાય છે. વધુને વધુ કલેશ કરનારી થાય છે, અને આવા પતિઓ પણ તે કલેશને મટાડવા પ્રેમનો ઉપયોગ કરવાને બદલે મારનો ઉપયોગ કરી પરસ્પરના કલહને વધુ વ્હોરી લે છે. આવાં સ્ત્રીપુરુષો કદી પણ સુખી થઈ શકતાં નથી. તેમને કદાચ પ્રજા થાય છે તો તે પ્રજા પણ કલેશ કરનારી, વારંવાર ગુસ્સે થનારી, હઠીલી અને ભવિષ્યમાં તેમના જેવી થાય છે.

માબાપના ગુણો તેમનાં છોકરાંમાં ઉતરી આવે છે, જો તેમનાં માબાપ શાંત, પ્રેમી, આનંદી અને વિવેકી હોય છે તો તેમનાં છોકરાં તેમના તેવા ગુણોને જોઇ શાંત થતાં શીખે છે, આનંદી રહી શકે છે અને વિવેકી બને છે. પતિ પત્નિના પરસ્પરનું વર્તન જો શુદ્ધ પ્રેમાળ હોય છે તો તેમની પ્રજા પણ પ્રેમાળ બને છે. તેઓ તેમના માબાપના ગુણનું અનુકરણ કરે છે. આથી વિરોધી સ્વભાવનાં પતિ પત્નિને પોતાને દુઃખ થાય છે એટલું જ નહિ પણ તેમની પ્રજાને પણ તેમના સ્વભાવનો અને દુઃખનો વારસો મળે છે. માટે આવાં પતિ પત્નિએ સુધરવું જોઇએ, તેમને એક બીજાને વશ કરવા માટે ભયનો ઉપયોગ કરવો જોઇએ, પતિએ પ્રેમથી પોતાની પત્નિને વશ કરી દેવી જોઇએ તેમ પત્નિએ પણ પ્રેમથી પોતાના પતિને વશ કરતાં શીખવું જોઇએ.

મારા મોશાળમાં મારી પડોશમાં એક વૈકુંઠરાય કરીને વકીલ

રહેતા હતા, તેમને ત્યાં હું વારંવાર જતો આવતો, તેમની પત્નિનું નામ વીજળી હતું, નાનપણમાંથી આ બંનેની પરસ્પર પ્રીતિ મળે નહિ, વીજળી ઘરમાં પોતાનું ચલણ કરવા ઇચ્છતી અને જે જે વસ્તુની ઇચ્છા થાય તે મેળવવા પોતાના પતિની સાથે હઠ કરતી, છતાં જો ન લાવી આપે તો તે કંકાશ કરતી અને રડતી, મો ચઢાવતી. આવી જ રીતે વૈકુંઠરાયે પણ તેને પોતાના કબ્જામાં રાખવા માટે લાકડીનો ઉપયોગ કરવા માંડયો. રોજ્જસાજ બાબતમાં એકબીજા ઉપર ચીડાઇ જતો. જો પોતાની પત્નિ જરા ખાવાનું મોડું કરે તો વૈકુંઠરાય ગુસ્સે થઇ જતો, જો કાંઇ કામ કરવાનું કહ્યું હોય અને તે કરવામાં વિલંબ થતો તો તેથી પણ તે ગુસ્સે થઇ જતો. વારંવાર તે દીવસમાં એક બે વાર તો દીવાળીને મારતો. દીવાળી પણ વારંવાર માર ખાઇ ખાઇને નફફટ બની ગઇ હતી. તે પણ સામું બોલતી. વૈકુંઠરાયનું કહ્યું માનતી નહિ. સેવા કરવાની વાત તો ક્યાં ગઇ પણ તેને ઝંપીને બેસવા પણ દેતી નહિ, મરજીમાં આવે તેમ વર્તતી. આ પતિપત્નિને સુખ શું હશે તેનું ભાન નહોતું. તેમનો આખો દિવસ કલેશમાં જતો. વૈકુંઠરાય કોર્ટમાં જાય એટલે વીજળી બહાર પોતાની સહીયરીઓને ત્યાં જતી ને પોતાના પતિની સાથે પોતે કરેલી બહાદુરીનું વર્ણન કરતી. તે કહેતી કે: "બસ, મારો ધણી તો મારા કબ્જામાં જ રહેવાનો, ના રહે તો જાય ક્યાં? ખાવાનું તો મારા હાથમાં છે ને! આજેજ એક સોનાનો અછોડો લાવી આપ્યો. ન લાવે તો ખાય શું. આપણાં બૈરાંનું ઘર, આપણું ચલણ ન હોય તો પછી બૈરાંનો અવતાર શા કામનો? આ જુવોને પેલી બિચારી નર્મદા રોજ ડોસાનો માર ખાય છે ને છતાં હાજીહા કરે છે. આપણે કાંઇ તેવાં નહિ હોં. એ એક કહે તો આપણે ચાર સંભળા-

વીએ." આ પ્રમાણે કહી અનેક સ્ત્રીઓ આગળ પોતાની વડાઇ હાંકતી. તેનો ત્રાસ પણ એટલો જ હતો. વૈકુંઠરાય મારી મારીને થાક્યો પણ વીજળી તો હતી તેની તેજ. એ ક્હેશે કે આ કામ કરવાનૂ નથી તો તે કહે કે એ કામ તો હું પહેલી જ કરવાની. ફલાણા માણસને ત્યાં જવું નહિ, તો કહે કે તેને ત્યાં તો હું આજે જ જવાની. કોર્ટમાંથી ઘેર આવતાં વૈકુંઠરાયને ત્રાસ થતો. તે વિચાર કરતો કે આજે રાંડ ઝંપીને બેસવા દે તો સારૂં. આમ જન્મારા સુધી તે બંને દંપતી દુઃખમાં દિવસો ગાળવા લાગ્યાં. સ્ત્રીને પોતાના પતિનું મોં ન ગમે અને પુરુષને પોતાની સ્ત્રીનું મોં ન ગમે. સ્ત્રીનો બોલ તેના પતિને ન ગમે અને પતિનો બોલ સ્ત્રીને ન ગમે. તેમને પ્રજા થઇ તે પણ તેમના જેવી હઠીલી, કંકાશ કરનારી અને કલેશી બની, આખું ઘર કલેશમય બન્યું. એવો એક પણ દિવસ ન હોતો જતો કે જેમાં આ ઘરમાં લડવાડ થયા વગર રહી હોય. આ પ્રમાણે આ સ્ત્રી પુરુષે આખો જન્મારો દુઃખમાં કહાડયો.

આ પ્રમાણે સ્ત્રી પુરુષના અને પુરુષ સ્ત્રીના ત્રાસથી પીડાય છે. ઘણાં કુટુંબો આવાં હોય છે. પતિએ પત્નિ તરફ પોતાની શી ફરજ છે તે ન જાણવાથી અને પત્નિની પોતાના પતિપ્રત્યેની શી ફરજ છે તે ન જાણવાથી ઘણાં કુટુંબો આ પ્રમાણે જન્મારો દુઃખમાં ગાળે છે. પતિ પોતાની સ્ત્રીને ત્રાસથી વશ કરવા ઇચ્છે, પોતાના કબામાં રહેવાની ઇચ્છા રાખે, અને તેથી તેને મારઝુડ કરે કે ગાળો ભાંડે, એ જાણીજોઇને કંકાશને વ્હોરી લેવા જેવું છે. તેથી દામ્પત્ય પ્રેમનો નાશ થાય છે, એકબીજાના ઉપર સ્નેહ રહેતો નથી અને એક બીજાનાં મન હંમેશ માટે જુદાં રહે છે. આવી રીતે સ્ત્રીએ પણ ઘરમાં પોતાનું ચલણ થાય એમ માની પતિનું કહ્યું ન માની

સ્વતંત્રપણે વર્ત્તવું, અને હઠ કરી વારંવાર ઘરમાં કંકાશ કરવો એ પતિના સ્નેહનો સદાને માટે ત્યાગ કરવા જેવું છે. માટે વિવેકી સ્ત્રી પુરુષોએ એવું વર્તન રાખવું જોઇએ નહિ, તેમણે પરસ્પરમાં પ્રેમ ટકી રહે, સ્નેહનો વધારો થાય એવું વર્તન સેવવું. પતિએ પોતાની પત્નિને રાજી રાખવા, તેનો સ્નેહ વધે તે માટે તેની સાથે મમતાપૂર્વક વર્તવું. તેનું ભરણપોષણ કરવું, તેને વિવેકી બનાવવી, તેને પોતાને અનુકુળ કરી લેવી એ પતિનું કર્તવ્ય છે.

પત્નિએ પણ પોતાના પતિને પ્રભુતુલ્ય ગણી સેવા કરવી. પતિની સેવામાં જ તેનું શ્રેય રહેલું છે એમ માનવું, પતિની સ્થિતિ અનુસાર રહેવું. હઠ કરીને કોઇપણ પ્રકારનું નકામું ખર્ચ કરવું નહિ. જે રીતે પતિ રાજી રહે તે પ્રમાણે વર્તવું. કોઇપણ પ્રકારે પતિના મનમાં ઉદ્વેગ થાય એવી ક્રિયા કરવી નહિ. પતિ પત્નિએ પરસ્પર સ્નેહ વધે તેમ વર્તવું જોઇએ. સ્ત્રીને પતિની અર્દ્ધાંગના કહેવામાં આવે છે. સ્ત્રી એ પતિનું અર્દ્ધું શરીર છે. સ્ત્રી અને પુરુષના સંયોગથી આખુ અંગ ગણાય છે. તો આખા અંગનો એક ભાગ દૂષિત હોય તો આખુ અંગ બગડે છે તેમ પુરુષના અંગરૂપ સ્ત્રી જો દુષિત હોય છે તો તેમનો દામ્પત્ય પ્રેમ ટકતો નથી. તેમણે શરીર મન, અને આત્માથી એક બીજાના સ્વરૂપ થઇ રહેવું જોઇએ. વર્તન પણ એક બીજાનાં સરખાં જ હોવાં જોઇએ, વાણી પણ એકબીજાની સરખી હોવી જોઇએ અને વિચાર પણ એક બીજાના સરખા હોવા જોઇએ.

આપણા શાસ્ત્રમાં ધર્મક્રિયા કરવામાં પણ સ્ત્રી અને પુરુષ બંને એ એકત્ર થઇને કરવી પડે છે. તેમાં બંનેને સાથે બેસી ક્રિયા કરવાની હોય છે. આ સંસારસાગર એ સ્ત્રી અને પુરુષરૂપી એકત્ર

નાવથી તરી શકાય છે. સ્ત્રીએ પોતાના પતિની સેવા કરવી એ ભાર રૂપ છે એમ માનવાનું નથી પણ પોતાની ફરજ માની કરવાની છે. પતિની સેવા કરવી એમાં જ પતિનું શ્રેય રહેલું છે. તેણે જે રીતે પતિ પ્રસન્ન રહે તે પ્રમાણે વર્તવું જોઇએ, પત્નિનું પણ મન સંપાદન કરવું, તેને રાજી રાખવી એ પતિનું કર્તવ્ય છે. પતિનું કર્તવ્ય પોતાની પત્નિને પોતાના આચારવિચારને અનુકૂળ કરી લેવી તેમાં સમાયલું છે. તેને સુધારી યોગ્ય માર્ગનું જ્ઞાન આપવું એ તેના પતિની ફરજ છે. તેને દરેક રીતે સંતોષ આપવો, અવળે રસ્તે જતી હોય તો અટકાવવી, તેના અજ્ઞાનને દૂર કરવું, તેને પોતાના વર્તનને અનુકૂળ કરી લેવી એ પતિની ફરજ છે. જો પતિ પોતાની પત્નિની પ્રીતિ સંપાદન કરવા ઇચ્છે અને તેની પ્રીતિ વધે તેવી રીતે વર્તે; તેમ પત્નિ પોતાના પતિને પ્રભુતુલ્ય માની તેમની પ્રસન્નતા મેળવવા માટે હરનિશ પ્રયત્ન કરે તો આ દમ્પતી સુખી થયા વગર રહે જ નહિ.

તેં પણ આજે ઠીક આ લોકોને બોધ આપવા માંડ્યો છે. નવરાશના વખતમાં આવી બીચારી અજ્ઞાન સ્ત્રીઓને સુધારવા યત્ન કરવો એ ખરેખર પુણ્યનું કામ છે. હું ધારૂં છું કે તારા બોધની અસર ઘણાના મન ઉપર થઈ હશે. ઠીક, આ બ્હાને પણ પરોપકાર થાય છે. જીવનમાં જેટલું અન્યનું હિત સાધી શકીએ તેટલું સાધવું જોઇએ. આ જગતમાં અન્ય મનુષ્યોનું હિત કરવાને જેટલો સમય ગાળીએ તેટલો જ યથાર્થ સમય ગાળ્યો ગણાય છે. તેના જેવું બીજું પુણ્ય નથી. તેમાં સ્ત્રીઓને સુધારવા યત્ન કરવો એ તો મહા પુણ્યનું કામ છે. કારણ કે ઘણી અજ્ઞાન સ્ત્રીઓના કલહથી બિચારા હજારો પુરુષો દુઃખમાં રવડ્યાં કરે છે, તેમને આ સંસાર ત્રાસરૂપ

લાગે છે. ઘણા પુરુષો સ્રીના કંકાસથી ઘરબાર છોડી સાધુ થઈ ગયેલા હોય છે, ઘણા બિચારા સ્રીઓના અજ્ઞાનના ભોગ થઇ જન્મારા સુધી દુઃખ પામે છે. માટે આવી સ્રીઓને સુધારવાથી તેમનું કુટુંબ સુખી થાય છે. એક સ્રીને સુધારવાથી ઘણાને સુખ થાય છે. માટે આવો રીતે સ્રીઓને સુધારવા યત્ન કરવો એ ઘણુંજ પુણ્યનું કામ છે.

લે હવે તો વખત થઈ ગયો છે માટે સુઈ જઇએ. હું તારાથી ઘણો જ સુખી થયો છું, તારાં પગલાંથી મે પૈસાની પ્રાપ્તિ પણ સારી થઇ છે. તારા જેવી સ્રીઓ ઘેરઘેર હોય અને તે પોતાના પતિને રાજી રાખવામાંજ પોતાનું શ્રેય માનતી હોય તો પછી આ સંસાર દુઃખરૂપ ન જણાતાં સુખરૂપ નીવડે એમાં નવાઈ નથી. મારે લીધે તારે પણ ઓછું દુઃખ સહન કરવું પડ્યું છે ? ધનવાન માતા-પિતાના લાડમાં ઉછરવા છતાં પણ મારા જેવા ગરીબ અને નિર્ધન પતિને ત્યાં કાંઇપણ સુખ ન મળવા છતાં મારામાં પ્રીતિ ટકાવી રાખવી એ કાંઇ થોડી વાત છે. ખરે, તેં મને સુખી કર્યો છે.

આ પ્રમાણે વાર્તાચિત કરતાં બંને દમ્પતિ સુઈ ગયાં.

આમ સન્મુખરાય અને જયાદેવી સુખથી જીવન વ્યતીત કરવા લાગ્યાં, હવે તેમને જોઇતું ધન પણ મળતું હતું. કોઇ વાતની ચિંતા નહોતી. શરીરે પણ સુખી હતાં, આખો દિવસ પ્રસન્નતામાં રહેતાં. જયાદેવી પોતાના પતિ સન્મુખરાયની પ્રીતિ મેળવવા તનમનથી તેમની સેવા કરતી, અને સન્મુખરાય પણ પોતાની પત્નિ જયાદેવીને રાજી રાખવા યત્ન કરતો, તેઓ હંમેશાં શાંત રહેતાં ઘરમાં કંઇ બગાડ થાય કે ક્રોધનો પ્રસંગ આવતો તોપણ શાંતિનો ત્યાગ કરતાં નહિ. આ પ્રમાણે આ બંને દમ્પતિએ સુખી જીવન વીતાવવા માંડયું.

# પ્રકરણ ૫ મું.

## પતિને વિપત્તિમાં પત્નિએ સહાય કેવી રીતે કરવી?

દરેક માણસના સરખા દિવસ જતા નથી એવું કહેવામાં સન્મુખરાય અને જયાદેવીનું આ સુખ પણ ઝાઝા દિવસ ચાલ્યું નહિ. વધુ લોભ કરવા જતાં ઘણીવાર દુઃખ આવે છે. પૈસાના લોભમાં ભલભલા પણ ગોથાં ખાઇ જાય છે. સન્મુખરાયે દુકાનમાં કમાવા માંડયું. હવે શેઠનો અને તેનો દુકાનમાં અર્ધો ભાગ કર્યો હતો. તેણે આ ધંધા ઉપરાંત બીજાઓના દેખાદેખી શેરનો અને વાયદાનો સોદો કરવા માંડયો. તેણે શેરબજારમાં પોતાના નામનું દલાલનું કાર્ડ ખરીદયું, અને શેરદલાલનો સોદો કરવા માંડયો. તેમાં શરૂઆતમાં સારો ફાયદો મળ્યો. જેમ જેમ પૈસા વધતા ગયા તેમ તેમ લોભ વધતો ગયો. ધીમે ધીમે દલાલીમાંથી માથાનો ધંધો કરવા માંડયો. એક વખત એવો આવ્યો કે તેને લોભના માર્યા ઘણા શેરો પોતાને માથે ચઢાવી દેવા પડ્યા. એવામાં ભાવ ઉતરવા માંડયા. બજાર સ્થિર થશે અને પાછા ભાવ વધશે એમ સન્મુખરાય માનતો હતો, એટલે તેણે ઓછા ભાવે શેર વેચ્યા નહિ. આવા સંજોગોમાં શેરનો ભાવ વધવાને બદલે ઘટવાજ માંડયો. આથી છેવટે સન્મુખરાયને ઓછેભાવે શેર કાઢવા પડયા તેમાં ઘણી ખોટ આવી. કેટલીક તેમાં ખોટ આવી અને કેટલીક ઘરાકોએ જવાબ ન દેવાથી વલણ પતાવવામાં ખોટ ગઈ. આથી સન્મુખરાયને

ઘણી ખોટ ગઇ. પોતાની પાસે જે મૂડી હતી તે તમામ જતી રહી. ઘરના દરદાગીના પણ વેચવા પડ્યા.

જયાદેવીએ જ્યારે આ વાત જાણી ત્યારે તેણે પોતાના પતિને ઘણી હિંમત આપી. પોતાના તમામ દાગીના વેચીને દેવું પતાવવાનો આગ્રહ કર્યો, અને જણાવ્યું કે: "આપણી પાસે મૂળ કાંઈ હતું નહિ, એ પૈસા મેળવ્યા પણ આપણે અને કદી ખોયા તોપણ ગયું શું. આપણા હાથ પગ જ્યાં સુધી છે ત્યાં સુધી મહેનત કરીને ખાઈશું. ઈશ્વરની ઇચ્છા હોય એમ ચાલ્યાં કરે. ગભરાવાથી નીરાશ થઈ જવાય છે. ઉત્સાહ મંદ પડી જાય છે. દુ:ખ અને ચિંતાના વિચારોથી શરીરનું આરોગ્ય બગડે છે. માટે ગઈ ગુજરી ભૂલી જઇ કાલથી નવેસરથી ઈશ્વર સુઝાડે તે ધંધો કરીશું. માટે 'હવે શું કરીશું' એવા વિચાર કર્યા કરવા એ યોગ્ય નથી. આપણી પાસે જ્યાં સુધી હોય ત્યાં સુધી લોકોનું દેવું પતાવવું. પૈસા તો ચંચળ છે. આવવું અને જવું એ એનો સ્વભાવ છે. તેના આવવાથી હર્ષથી ફુલાઇ જવાનું નથી તેમ જવાથી ખેદ કરવો પણ યોગ્ય નથી. મારી જણસો મને શોભાવવામાં શું કામ આવવાની છે. સ્ત્રીની શોભા જણસોથી વધતી નથી પણ પોતાના સાચા સતિપણાથી વધે છે. ઉત્તમ સદ્‌ગુણોજ સ્ત્રીઓના અલંકારરૂપ છે. માટે આપની સેવામાં મારી તમામ જણસો તૈયાર છે. મારા પીયેરની જણસોની માલીક પણ હું છું અને તેનો પણ આપ ઉપયોગ કરી શકો તેમ છો. આગરૂ આપણે મેળવી હતી. અને કદાચ ખોટ ગઇ તો તેથી હવે ચિંતા કરી શોકમાં નિમગ્ન થઇ શરીર બગાડવાનું કારણ નથી, માટે આપ જરા પણ ચિંતા કરશો નહિ. આપ છો તો મ્હારે સર્વ સુખ વિદ્યમાન છે. આપે તો સારા માટે વેપાર કર્યો અને તેમાં કદાચ ખોટ ગઇ તો

તેથી બગડી શું ગયું? પૈસા આવ્યા હોત તો સુખેથી વાપરત. પણ ન આવ્યા અને લાભ લેવા જતાં હાનિ થઇ તો તે સહન કરવી એ પણ આપણી ફરજ છે."

આમ કહી પોતાના પતિને ધીરજ આપતી અને હિંમત ન હારી જવી જણાવતી. દૈવ અનુકુળ હોય છે ત્યારે સઘળા પાસા સવળા પડે છે અને કેટલીકવાર દૈવ પ્રતિકુળ હોય છે ત્યારે બધા પાસા અવળા પડે છે. શેરદલાલના ધંધામાં સન્મુખરાયને ખોટ ગઇ, તેમજ કાપડના ભાવ બેસી જતાં દુકાનમાં પણ ઘણી ખોટ ગઇ. તેનો શેઠ તો ગૃહસ્થ હતો એટલે તેને કાંઇ ન લાગ્યું, પણ સન્મુખરાયને અર્ધી ખોટ વેઠવી પડી. તેથી તે પાયમાલ બની ગયો. દુકાનમાંથી ભાગ કહાડી નાંખવો પડ્યો. દેવું વધી ગયું. પોતે બચાવેલી તમામ મૂડી, અને જણસભાવ આપતાં પણ દેવું ઉભું રહ્યું. આવી વિમાસણમાં સન્મુખરાયને ચિંતાના અનેક વિચાર આવવા લાગ્યા. ઘણીવાર તેને આ સંસારની દુઃખરૂપતા સમજાવા લાગી. તેને ધૈર્ય ધરવા વારંવાર જયાદેવી હિંમત આપતી. આમ સુખમાંથી દ્રવ્યાદિની હાની થતાં આ જોડું દુઃખમાં આવી પડ્યું. સન્મુખરાયને નોકરી કરવાનો વિચાર નહોતો પણ ઉપાય નહોતો. વેપારમાં પૈસા જોઇએ તે મળે નહિ, એટલે ન છુટકે ફરી નોકરીની શરૂઆત કરી. જયાદેવીએ પણ વારંવાર તેને હિંમત આપવા માંડી. તેને ઘેર આવતાં અનેક પ્રકારની ઉત્સાહની વાતો સંભળાવી ધૈર્ય આપતી. વિપત્તિને સહન કર્યા વગર છુટકો નથી એમ કહેતી, તે વિપત્તિના અંતમાં સુખ રહેલું છે એમ સમજાવતી. વારંવાર નળનું, પાંડવોનું અને શ્રી રામચંદ્રજીનાં દૃષ્ટાંત આપતી. કહેતી કે: " નળજેવા સમૃદ્ધિ-શાળી રાજાને પણ સંપત્તિ ત્યજીને દુઃખમાં રવડવું પડ્યું હતું, પાંડ-

વોને પણ મહાન બળવાન રાજ્યનો ત્યાગ કરી તેર વર્ષ સુધી વનમાં રહેવું પડયું હતું. તેમજ ઇશ્વરાવતાર શ્રીરામચન્દ્રજીને પણ સર્વ સંપત્તિ અને રાજ્ય વૈભવનો ત્યાગ કરી વનમાં ભટકી દુઃખી થવું પડયું હતું. આવી પડેલી વિપત્તિને ભોગવી છુટવા વગર બીજો ઇલાજ નથી. વિપત્તિને ભોગવ્યા પછી તેના અંતમાં રહેલું સુખ મળે છે. તેજ નળને વિપત્તિ જતાં ફરી રાજ્ય મળ્યું હતું. પાંડવોને અને શ્રી રામચંદ્રજીને પણ દુઃખ ભોગવી છુટયા પછી રાજ્ય સુખ મળ્યું હતું. ઇશ્વર જે સ્થિતિમાં રાખે તેમાં રહેવું જોઇએ. આ સ્થિતિ આપવામાં પણ આપણું તો હિત રહેલું જ હશે. માટે આવી સ્થિતિને પણ આનંદથી વધાવી લેવી જોઇએ. મિથ્યા પાછલી સુખની વાતો સંભાળીને આવેલી વિપત્તિના દુઃખની ચિંતા કર્યા કરવી એ શરીરને નુકસાન કરનારૂં છે, હવે તો પડ્યા ત્યાંથી ફરી ગણવું એ ન્યાયે હિંમત રાખી ઉત્સાહથી ધંધો કરવો અને ગઇ વાતને ભૂલી જવું એજ કર્તવ્ય છે.

આ પ્રમાણે પોતાના પતિને ધૈર્ય આપી જયાદેવીએ હિંમત આપી. સન્મુખરામ ફરી નોકરીમાં જોડાયો. માણસ હોંશિયાર, પ્રમાણિક અને મહેનતુ હોવાથી નોકરી તો મળી પણ જેણે એકવાર શેઠાઇ કરેલી તેને નોકરી કરવી પડે ત્યારે લાગ્યા વગર રહે નહિ. તેમ તેને પહેલાં તો સંકોચ થવા માંડયો પણ શું કરે ! બીજો ઉપાય નહોતો. જયાદેવીએ પણ હિંમત ન હારતાં ખર્ચ એકદમ કમી કરી નાંખ્યું. પોતાના પતિના પગારમાંથી અર્ધી રકમ ખર્ચ કરતી. અર્ધીમાંથી દેવું આપવાનું રાખ્યું હતું. તેણે ઘરમાં પણ હવે બહુ વખત વાંચવા લખવાને બદલે ભરવા ગુંથવાનું કામ શરૂ કર્યું, આખો દિવસ અને રાત્રે પણ બે ત્રણ કલાક તે કામ કરતી, તેમાંથી આવક થતી

તેનો બચાવ કરતી. ઘરકામ તમામ હાથે કરતી. તેના ઘરનું ભાડું વધારે પડતું હોવાથી પોતાને લાયક ઓછા ભાડાનું સામાન્ય મકાન રાખ્યું. તેણે ઘર બદલવાથી પડોશની સ્ત્રીઓને ઘણો ખેદ થયો. તેમણે સર્વેએ ઉઘરાણું કરી ભાડું આપવાનું કહ્યું, પણ એવી રીતે ધર્માદાનો પૈસો લેવો એ તેને રૂચ્યું નહિ. તેણે કહ્યું કે: “ તમારો પ્રેમ છે તે કાંઇ ઓછો નથી. આવો પ્રેમ નીભાવ્યાં કરજો એવી મારી ઇચ્છા છે. અને વખત મળે તો ત્યાં પણ આવતાં જજો. હું પણ નવરાશ મળશે તો આવતી રહીશ. તમારો સ્નેહ હું ભૂલવાની નથી.”

આ પ્રમાણે ઘર બદલવાથી તેની પોળની સર્વ સ્ત્રીપુરુષો નારાજ થયાં. સ્ત્રીઓ જયાદેવીના ઉપકારને ભૂલી શકે તેમ નહોતું. તેણે સર્વનો પ્રેમ જીતી લીધો હતો. તેના સહવાસથી ઘણી સ્ત્રીઓનાં જીવન સુધરી ગયાં હતાં. ન ચાલે જયાદેવીએ તે પોળમાંથી ઘર બદલ્યું. હવે તે સામાન્ય સ્થિતિમાં રહેવા લાગી. સ્હવારમાં ચાર વાગે ઉઠતી. પતિના ઉઠયા પહેલાં તો ઘરમાંથી કચરો પુંજો વાળી નાંખતી. દાતણ વિગેરે કરી લોટા વાસણ ઉટકતી. પતિને માટે ઉનું પાણી મૂકી દેતી. પતિસ્નાન કરીને સંધ્યા કરવા બેસે તે વખતે તેમને જોઇતું સર્વ સાહિત્ય આપી, પોતાને કામે વળગતી. પાણી ભરવું, લુગડાં ધોવાં વિગેરે સર્વ કાર્ય તે હાથે કરતી. પતિનું પુજન કરી પતિને જમાડી પછી પોતે જમતી. પતિ નોકરી કરવા જાય એટલે પોતે ઘરનું એંઠાં અબોટ પરવારી તરત કાંઈ ભરવાનું કે ગુંથવાનું કામ કરતી. આ કામ તેને હાથ બેસી ગયું હતું એટલે કામ સારૂં અને વધારે થતું. આ પ્રમાણે આ સુખી જોડું પાછું દુઃખમાં પોતાના દિવસ ગુજારવા લાગ્યું. ઘણીવાર સન્મુખરાયને ચિંતા થતી પણ જયાદેવીની સાથે વાતચિત થતાં, તેના પ્રસન્ન મુખ સામું જોતાં, તેના હાસ્ય વિનોદમાં ભાગ લેતાં ચિંતા ભૂલી જવાતી.

ગઈ ગુજરી વાત સંભાળી દુઃખી થવા કરતાં ભવિષ્યના સુખ-નો વિચાર કરી વર્તમાનકાળના કર્તવ્યને કરતાં સુખનો અનુભવ કરવો જોઇએ એ વાત જયાદેવી સારી રીતે સમજતી હતી. તે પોતાના પતિને કોઇપણ વખતે ચિંતા કરતા જોતી તો તરત ધીરજ આપી પાછલી વાત ભૂલી જવા કહેતી. બંને દંપતિ વર્તમાનકાળના કર્તવ્યના વિચાર કરતાં જાણે કાંઇ બન્યું જ ન હોય તેમ પાછલી વાતને ભૂલી જવા મથતાં. દ્રવ્ય જ સુખ આપનાર છે એવું માનવું એ ભૂલ ભરેલું છે. દ્રવ્ય છતાં પણ જો સ્ત્રીપુરુષ ભિન્ન ભિન્ન પ્ર-કારના વિચારવાળાં હોય છે તો તેમને સુખ થતું નથી. ત્યારે નિર્ધન હોવા છતાં પણ જે સ્ત્રી પુરુષો એક મતનાં, એક બીજાના વિચા-રને અનુકુળ એક બીજા પ્રતિ અત્યંત સ્નેહ રાખનારાં હોય છે તેઓ વધારે સુખનો અનુભવ કરી શકે છે. સુખ એ યથાર્થ દામ્પત્ય પ્રેમ ઉપર આધાર રાખે છે. જે દમ્પતી એક રૂપ બની એકબીજાને પો-તાના અંગરૂપ માનનારાં હોય છે, જે એક બીજાના ઉપર અત્યંત પ્રીતિવાળાં હોય છે, જે એક બીજાને ભારરૂપ નહિ પણ સહાયરૂપ થાય છે તે સ્ત્રીપુરુષો યથાર્થ સુખનો અનુભવ કરી શકે છે.

આવી રીતે સન્મુખરાય અને જયાદેવી પણ દ્રવ્યની હાની થવા છતાં પણ એક બીજાના પ્રેમને લીધે આનંદના અનુભવ કરવા લાગ્યાં. જાણે પહેલાં પૈસા મળ્યા જ નહોતા અને હાલ નવેસરથી જીંદગી શરૂ કરી છે એમ માનવા લાગ્યાં. વિપત્તિમાં પણ પતિને સ્ત્રીએ ઘણી જ સહાયરૂપ છે. પતિને તે ઘણી મદદ કરી શકે છે. સંપત્તિમાં અને વિપત્તિમાં સ્ત્રી એ પુરુષના સાથી રૂપ છે, વિપત્તિમાં તે ધૈર્ય આપે છે, ચિંતા થવા દેતી નથી. પોતાના હસમુખા સ્વભા-વથી તે પતિની તમામ ચિંતાઓનો ત્યાગ કરાવે છે. આવી રીતે યથાર્થ સ્ત્રી પતિની દરેક સ્થિતિમાં સહાયરૂપ છે.

અહિં આવ્યા પછી જયાદેવીના સ્વભાવે ત્યાંની સ્ત્રીઓને પણ ધીરે ધીરે પોતાને અનુકુળ કરી લીધી. આ પોળમાં પણ ઘણી સ્ત્રીઓ નવરી બેઠી વાતોના તડાકા મારતી, ઘણી સ્ત્રીઓ પોતાના પતિને હઠ લઇ પજવતી, ઘણા ઘરમાં કલેશ થતો. આ બધું જોઇ જયાદેવીને લાગ્યું કે આ સંસારમાં અજ્ઞાન સ્ત્રીઓ જ સંસારને દુઃખરૂપ બનાવી દે છે. તેઓના ત્રાસથી ઘણાં કુટુંબો કલેશમાં સડયાં કરે છે. ઘણી જગ્યાએ સાસુ વહુને બનતું નથી. ઘણી જગ્યાએ નણંદ ભોજાઇને બનતું નથી. ઘણી જગ્યાએ સાસુ વહુને અને વહુ સાસુને દુઃખ દે છે. આ પોળમાં તેના સામે બારણે એક નવલશંકર કરીને માણસ રહેતો હતો તેની મા જીવતી હતી. આ ઘરમાં સાસુ વહુને રોજ તકરાર થયાં કરતી. નવલશંકર સરકારી નોકરી કરતો તે બપોરે જમીપરવારી કોર્ટમાં જાય એટલે સાસુ વહુનો ઝઘડો ચાલતો. સાસુને વહુનું એક પણ કામ પસંદ પડતું નહોતું. તે જે કામ કરતી તેમાં તે ખોડો કાઢતી. નવલશંકરની વહુનું નામ સુરજ હતું. તે સાસરે આવી ત્યારથી તેની સાસુએ તમામ કામ કરવાનું તેને સોંપી દીધું. આખા ઘરનું કામ તેને કરવું પડતું. તેની બીજી એક નણંદ હતી તેને પણ નવલશંકરની મા કામ કરવા દેતી નહિ. ઘરમાં જો કાંઇ ફુટે કે ઢળે તો ઝઘડો થયા વગર રહે નહિ.

સુરજ સાસુના સહવાસમાં વધુ આવતાં પહેલાં તો સર્વ સહન કરતી પણ હવે ધીમે ધીમે સામું બોલતાં શીખી. સાસુ સમજતી કે વહુ એતો આપણા ઘરની લુંડી છે. ઘરનું સઘળું કામ તેને જ કરવાનું. રાંડ પાડા જેવી છે ને કામ કરતાં શું મરે છે. જરા ઘરમાં કચરો રહી ગયો તો ગાળો ભાંડવા મંડી પડતી. આમ વારંવાર સતાવવાથી સુરજ પણ હવે સાસુને મોંમાં આવે તેમ સંભળાવતી

આ ઝઘડો રોજ થતો. બિચારો નવલશંકર થાકયો પાકયો ઘેર આવે એટલે તેને તેની મા કહે કે: "જો આજે તારી વહુએ આ ફોડી નાંખ્યું, અને કહ્યું ત્યારે સાગી બાઝી. મનમાં આવે છે તેમ બોલે છે. આવી ફટાડીશ તો માથે છાણાં થાપશે તું તો જરા પણ કહેતો નથી. તારી પણ સલાહ હશે ત્યારે બોલતી હશેને ? નહિ તો બોલે શાની ? મેં તમને ઉછેરી મોટા કર્યા અને પરણાવ્યા તે આ વહુની ગાળો ખાવા કેમ ? જો આવું કરવું હોય તો ભલે એ રાંડને લઇને જુદો રહે, કે દેખવુંય નહિ ને દાઝવું નહિ. એ ગમે તેવી તોય મારા કામની નહિ, બહુ મકરકુદીઓ કરતી હોય તો જાય પીયર, હું તને બીજી પરણાવીશ." આ વાત નવલશંકર સાંભળી મનમાં દુઃખી થતો. વળી ઘરમાં જતો તો તેની વહુ સુરજે મોં ચઢાવ્યું જ હોય, રડવા માંડયું હોય સાસુએ કરેલા જુલમની વાત ડસકાં ખાઇ સંભળાવતી. નવલશંકર બિચારો થાકયો પાકયો ઘેર આવતો ત્યાંતો આમ માની અને આમ વહુની લડાઇની વાતો સાંભળી અત્યંત દુઃખી થતો.

આવીજ રીતે ઘણી વહુઓ પોતાની ઘરડી સાસુને સતાવે છે. સાસુએ નાનપણમાં વહુને દુઃખ આપ્યું હોય છે તો સાસુ ઘરડી થતાં વહુ તે દુઃખનો બદલો લે છે. આવી રીતે સાસુવહુની તકરારોથી ઘણા પુરુષો દુઃખી થાય છે. તેમની સુડી વચ્ચે સોપારી જેવી દશા થાય છે, એકે તરફનું બોલાતું નથી. સમજુ પુરુષો હોય છે તો તો બંનેનું સમાધાન કરે છે. પણ આવી અણસમજુ સાસુવહુને લીધે ઘણા કુટુંબોમાં કલેશ થયાં જ કરે છે. આવું આ પોળમાં પણ બનતું. આ જોઇ જયાદેવીને પણ દુઃખ થતું. તેને વિચાર આવતા કે આવી સ્ત્રીઓને સુધારવી જોઇએ; હશે ઇશ્વર કરશે તે ખરૂં.

રાત્રે સન્મુખરાય આવે ત્યારે આ બધી વાતો થતી. તે બિ-

આરાં પોતાના દુઃખમાં તો સંડોવાયાં હતાં તેમાં વળી આવાં પારકાં દુઃખ જોઈ દુઃખી થતાં હતાં. જયાદેવીએ પણ હવે પોતાના કામકાજમાં ભલે ઓછો વખત જાય પણ આવી સ્ત્રીઓને સુધારવાને માટે વધુ વખત જાય તો સારૂં એમ ઇચ્છયું. તેઓ પોતાનો વ્યવહાર સુખે દુઃખે નીભાવતાં હતાં. જયાદેવીનું વર્તન એવું હતું કે તેના મોં સામું જોઇ સુન્દરરાય તમામ દુઃખ ભૂલી જતો. એકવાર તો તેઓ સર્વ ચિંતાથી મુક્ત થઈ પરસ્પરના હાસ્યવિનોદનો આનંદ લેતાં. યથાર્થ સ્ત્રી પણ વિપત્તિના સમયે પોતાના પતિને કેવી રીતે ધૈર્ય અને હિંમત આપી ચિંતામાંથી મુક્ત કરે છે તેનું આ ઉત્તમ દૃષ્ટાંત છે. આ પ્રમાણે તેમણે વિપત્તિને પણ સુખરૂપ માની સર્વ ચિંતાનો ત્યાગ કરી યથાસમય ગાળવામાંજ આનંદ માન્યો.

## પ્રકરણ ૬ ઠું.

### દુષ્ટોના પાસમાં જયાદેવીનું ફસાવવું–પતિવ્રતાની કસોટી.

દૈવની ગતિ ગહન છે, ગરીબાઈમાં સતાવનાર, લલચાવનાર, ફસાવનાર ઘણા મળી આવે છે. કેટલાક દુર્ગુણી મનુષ્યો પરસ્ત્રીઓને ફસાવી પોતાના પંઝામાં સપડાવવા માટે મથ્યા કરે છે. સ્ત્રીઓની પવિત્રતા સાચવવી એ સ્ત્રીઓના પોતાના હાથમાં છે, સર્વ ધન કરતાં પોતાના પતિવ્રતપણાનું ધન અમૂલ્ય માનવું જોઇએ. સ્વરૂપવાન સ્ત્રીઓને જોઇ ઘણા પુરૂષો તેના તરફ આકર્ષાય

છે. તેના રૂપ ઉપર મોહી જઇ તેને ગમે તે લાલચે પણ પોતાના પંઝામાં સપડાવવા યત્ન કરે છે. આવી રૂપ યૌવનવાળી સ્ત્રીઓને ફસાવવા માટે કેટલાક અનીતિવાન પુરુષો અનેક યત્નો કરે છે. ઘણી કુલ્ટા સ્ત્રીઓ ધનની લાલચે આવા દુર્ગુણી મનુષ્યોને સહાય કરવા તૈયાર થાય છે.

કેટલીક દુર્ગુણી સ્ત્રીઓ ધનની લાલચે આવા પુરુષોના પંઝામાં ફુદાની માફક સપડાઇ જાય છે, કેટલીક સ્ત્રીઓ પ્રજા થવાની લાલચે અનીતિના રસ્તે ચાલી પોતાના અમૂલ્ય સતીત્વને ગુમાવી દે છે. આ પ્રમાણે ઘણે સ્થળે જોવામાં આવે છે. સ્ત્રીઓએ ધનનો મોહ રાખવો નહિ. જણસભાવની લાલસા રાખવી નહિ, પોતાની સ્થિતિ અનુસાર રહેવામાં જ સુખ માનવું. ઘણીવાર કેટલીક ભોળી સ્ત્રીઓ ધનના લોભને લીધે અનીતિના રસ્તે જઈ ચઢે છે. જગતમાં આમ ચાલ્યાં જ કરે છે. આવી સ્થિતિમાં નવયૌવનપ્રાપ્ત સ્વરૂપવાન સ્ત્રીએ પોતાના અમૂલ્ય સતીત્વનું રક્ષણ કરવું એ ઘણું જ દુર્ઘટ છે. તે જો સર્વ વસ્તુ કરતાં પોતાના સતીત્વની કિંમત વધુ ગણતી હોય છે તો જ તેને સાચવી શકે છે. આવી સ્વરૂપવાન સ્ત્રીઓને અનેક પ્રકારની લાલચો આપી ફસાવનાર ઘણા મળી આવે છે. માટે સતી સ્ત્રીએ તો કોઇપણ પ્રકારની લાલચ રાખવી જોઇએ નહિ. પોતાના પુરુષ સિવાય અન્ય પુરુષના સંગમાં આવવું ન જોઇએ, કોઈ પણ પારકે ઘેર વારંવાર જવું નહિ. સન્ધ્યાકાળ પછી એકલાં બહાર નીકળવું નહિ.

જયાદેવી ભરયુવાન વયમાં આવી હતી, તેના મુખ ઉપર યુવાની ખીલી રહી હતી. તેના રૂપ આગળ ભલભલા મનુષ્યો આંધળા બની

જાય તેવી હતી. તેને જોઈ ઘણા દુર્ગુણી મનુષ્યો તેને ફસાવવા અનેક પ્રકારની જાળ પાથરતા હતા. તેમની સહાય કરવા કેટલીક કુલ્ટા સ્ત્રીઓએ ધનની લાલચે–જયાદેવીને ત્યાં આવવા જવા માંડયું હતું. જયાદેવીની ગરીબાઇનો લાભ લઇ તેને મદદ કરવા માટે અનેક દુર્ગુણી પુરૂષોએ આવી કુલ્ટા સ્ત્રીઓ મારફતે પૈસા, કપડાં વિગેરે મોકલવા માંડયું હતું, પણ જયાદેવી કોઇ પણ માણસની કોઇ પણ ચીજ લેતી નહિ. ઘણીવાર આવી સ્ત્રીઓ તેને મંદીરોમાં દર્શન કરવા પોતાની સાથે આવવા કહેતી. વારંવાર આ સ્ત્રીઓ આવતી જતી હોવાથી તેમજ ઉપરથી સારા સ્વભાવની જણાતી હોવાથી ઘણી વખતે તેમની સાથે જયાદેવી દેવમંદિરોમાં દર્શન કરવા જતી તો ખરી. પણ તે પોતાના પતિની રજા લઇને જતી. પોતાના પતિની આજ્ઞા સિવાય તે કોઇ પણ કામ કરતી નહિ કે ઘરના ઉંમરા બહાર પગ મૂકતી નહિ. આ સ્ત્રીઓ કુલ્ટા છે, અન્ય પુરૂષોની પાસેથી પૈસા લઇ પોતાને ફસાવવા માટે પોતાને ત્યાં આવે જાય છે તેની જયાદેવીને ખબર નહોતી. તેતો બિચારી ભોળભાવે જે પોતાને ત્યાં આવે તેને આવકાર આપતી હતી. સર્વની સાથે સ્નેહભાવથી વર્તતી હતી.

એક વખતે શિવરાત્રીના દિવસે બેએક વાગ્યાના સુમારે તેને ત્યાં આવનાર સ્ત્રીઓની સાથે તે ભીમનાથ મહાદેવનાં દર્શન કરવા ગઇ. મહાદેવનું સ્થળ શહેરથી બેએક માઇલ દૂર હતું. આજે કેટલાક દુર્ગુણી માણસોએ તેને ઉંચકી જવાનો વિચાર કરેલો, જેથી તેઓ તેની રાહ જોઇને જ બેઠા હતા. ત્યાંથી ખડગધારેશ્વરનાં દર્શન કરવા ગયાં ત્યાંથી અંધારૂં થઈ ગયું. વસ્તી તો હતી નહિ. તેની સાથે આવનાર સ્ત્રીઓમાંથી એક એક કરી સઘળી સ્ત્રીઓ પાછળ રહી

ગઈ. મારે જરા આ બંગલામાં કામ છે માટે વાર લાગશે એમ કહી તે પાછળ રહી. હવે માત્ર એક વૃદ્ધ સ્ત્રી તેની સાથે રહી. જયાદેવીને શક તો પડયો જ, પણ હવે કશો ઉપાય નહોતો. જરાક આગળ જતાં તે વૃદ્ધ સ્ત્રી પણ પાછળ રહી ગઇ. જયાદેવીએ તેની આવવાની રાહ જોઈ પણ તે આવી નહિ. આમ વિચાર કરતી હતી તેવામાં તે રસ્તે થઈ બીજી એક સ્ત્રી આવી. તેણે કહ્યુંઃ બ્હેન કયાં જવું છે? ચાલો શહેરમાં જવું હોય તો સંગાત થાય. જયાદેવીએ જાણ્યું કે સંગાત છે, તો જઉં, એમ ધારી તેની સાથે જવા લાગી. આગળ જતાં તે સ્ત્રી એક બીજા આડરસ્તે વળી અને કહ્યું કે, આવો અહિંથી નજીક પડશે. જયાદેવીને હવે પાકો વ્હેમ પડયો. પણ આ તો કોઇ અજાણી સ્ત્રી છે તેની સાથે જવું કે ન જવું. આવા વિચારથી તે અટકી. પેલી સ્ત્રીએ આગ્રહ કર્યો કેઃ "કેમ બ્હેન, ન આવવું હોય તો હું જઉં. રાત અંધારી છે અને તમે એકલાં છો માટે કહું છું. અહિંથી આપણે વેળાસર ઘેર પહોંચી જઇશું." તેના આગ્રહથી જયાદેવી ન છુટકે તેની સાથે ગઇ.

અત્યારે જયાદેવીનું હૃદય ધડક ધડક થતું હતું. તેને કંઇ કંઈ વિચારો આવતા હતા. હવે શું થશે, આ મારી સાથેની સ્ત્રીઓ એકે એક કયાં ચાલી ગઈ, હવે હું એકલી પડી, વખતે કંઈ કુડકપટ તો નહિ હોય, આવા વિચાર કરતી, ગભરાતી, ભયથી કંપવા લાગી. ન છુટકે તેણે આગળ ચલાવ્યું. સડક ઉતરીને આગળ જતાં જરા દૂર એક બાજુએ નદીના કિનારા ઉપર સર ચીનુભાઇનું મહાદેવનું દેવળ છે. તે દેવળ એક ટેકરી ઉપર આવ્યું હતું તે તરફ આંગળી કરીને પેલી અજાણી સ્ત્રીએ તેને કહ્યું કેઃ "આવો બ્હેન, દર્શન કરવા આવ્યાં છો તો આ મહાદેવનાં પણ દર્શન કરતાં જઇએ. મહાદેવનાં દર્શન કરવા જેવાં છે. સ્ફટીકનું તો લીંગ છે."

આ સાંભળી જયાદેવીએ કહ્યું કે: "બ્હેન હવે મોડું વધારે થયું છે માટે ચાલોને જઇએ, દર્શન વળી બીજી વખતે કરીશું. મોડું થશે. આ સાંભળી પેલી અજાણી સ્ત્રીએ કહ્યું કે: "બ્હેન, મોડું તો થયું જ છે તો, આવોને એમાં કેટલી વાર લાગવાની છે. હમણાંજ પાછાં આવીશું, ક્યાં વેગળું છે. તમારે ન આવવું હોય તો હું તો જઈ આવું. બીક જેવું કાંઇજ નથી." આ પ્રમાણે પેલી સ્ત્રીનું કહેવું સાંભળી વળી જયાદેવીએ તેની સાથે જઈ આવવાનો વિચાર કર્યો. હમણાંજ પાછાં આવીશું એમ કહી તે તેની સાથે ગઈ. આ દેવળ જરા ટેકરી ઉપર હતું. તેની આજુબાજુ વસ્તી હતી નહિ. અંધારૂં થઇ ગયું હતું. માણસ કોઈ જણાતું નહિ. ત્યાં જવાની મરજી તો જયાદેવીની થઇ નહિ. પણ મનમાં અનેક શંકાના વિચાર ઉત્પન્ન થયા. ન છુટકે ગઇ તો ખરી પણ આ તેને ફસાવનાર સ્ત્રી છે તે વાત આ બિચારી સ્ત્રી ક્યાંથી જાણે.

બંને જણ મહાદેવમાં ગયાં. ત્યાં પુંજારી રહેતો હતો. પણ અત્યારે પૂજાપો લેવા તે બહાર ગયેલો જણાતો હતો. ત્યાં સામે એક ધર્મશાળા હતી. તેના ઓટલા ઉપર બેચાર માણસો બેઠા હતા. આ નવી સ્ત્રી પેલા પુરુષો સામું જોઈ કાંઇક ઇસારો કરી હસી. પેલા લોકોએ પણ આંખના અણસારે જવાબ આપ્યો. તેમાંના એકે તરતજ દરવાજો બંધ કર્યો. પેલી અજાણી સ્ત્રી ત્યાંથી વેગળી ખસી ગઇ અને તેની જગ્યાએ પેલા માણસો આવી ઉભા રહ્યા. આ જોઈ જયાદેવી ગાભરી બની ગઇ. તેણે ધાર્યું કે જરૂર કાંઈ કપટ થયું. તેણે પાછા ફરી પેલા અજાણ્યા માણસોને કહ્યું: "ભાઈ, જરા આઘા ખસો, મને જવા દો."

આ સાંભળી પાછળના એક માણસે પોતાના ગુંજામાંથી રૂમાલ

કાઢી તરત તેના નાક આગળ ધર્યો અને બીજાએ તેને બાથમાં ઘાલી ઉંચકી લીધી. રૂમાલમાંની વાસથી જયાદેવી બેભાન થઇ ગઇ, તે પછી તેને પોતાના શરીરનું કે મનનું ભાન રહ્યું નહિ. આ પછી તેમણે તેને ઉંચકી લઇ મંદિરમાંથી બહાર નીકળી પેલા માણસો સાથે તેઓ આથમણી દિશા તરફ ચાલ્યા. ત્યાં સાબરમતી નદી આવેલી છે. પાણી કાંઇ હતું નહિ. નિર્જન સ્થળ છે. માણસનો આવજા ત્યાં ઘણોજ કમી હતો. આ સ્ત્રીને ઉપાડી નદી ઉતરી સામે કિનારે બે ચાર ખેતરવા નીકળી ગયા. પેલા માણસો સાથે પેલી અજાણી સ્ત્રી પણ હતી. ત્યાં એક મહાદેવનું ખંડેર હતું, તેમાં એક નાની સરખી મેડાબંધ ધર્મશાળા હતી. ધર્મશાળાની એક બાજુએ મોટો ઓરડો હતો, તેમાં આ લોકો જયાદેવીને ઉંચકીને લઇ ગયા. ત્યાં આ લોકોએ પ્રથમથી દીવા વિગેરેની ગોઠવણ કરી રાખેલી હતી.

થોડીવારે જયાદેવીને ભાન આવ્યું તો તેણે કોઈ અજાણ્યા ઓરડામાં પલંગ ઉપર સૂતેલી પોતાને જોઇ. સામેજ પેલી સ્ત્રી બેઠેલી હતી. બીજું કોઈ જોયું નહિ. તે સમજી ગઈ હતી કે મારા પતિવ્રતપણાનો ભંગ કરાવાના હેતુથી આ સ્ત્રીએ મને ફસાવી છે. હશે ઈશ્વર મારી લાજ રાખશે. હવે હિંમત હારી ગયે છુટકો નથી. આમ વિચાર કરી તેણે પેલી બાઇને કહ્યું: "કેમ બ્હેન, મને અહિં શું કામ આણી છે? આમ મારા સરખી ગરીબ ગાય જેવી સ્ત્રીને ફસાવીને તમને શું ફળ મળવાનું હતું? મહાદેવના દેવળમાં પેલા લોકો કોણ હતા? અહીં મ્હને શી રીતે આણી?"

આમ વારંવાર પૂછવા લાગી તેથી તે બાઇએ કહ્યું: "જયાબ્હેન, હું તમને ઓળખું છું. તમને સુખી કરવા માટે અહિં આણ્યાં

છે. તમારા જેવા માણસને ગરીબાઇ શોભે નહિ, તમે દુઃખ ખમવા જન્મ્યાં નથી. તમારૂં આ યૌવન નદીના રેલાની માફક વહી જાય છે, તેમાં તમે શું સુખ ભોગવ્યું, વૈતરૂં કરી કરીને શરીર તો ઘસાઇ ગયું. તમારે એવી મહેનત કરવી શું કામ પડે. તમારા રૂપથી મોહિ પડીને આ શહેરના એક લક્ષાવધી શ્રીમંતનું મન તમારા માટે લલચાયું છે. જો તમે તેની મરજી પ્રમાણે વર્તવા કબુલ કરશો તો તમને તે ન્યાલ કરી દેશે. વળી તમારા પતિને પણ તાલેવંત બનાવી દેશે. તમારે કાંઇ તમારા પતિને છોડી તેને ત્યાં રહેવાનું નથી પણ માત્ર તમારા રૂપ ઉપર તે પોતાનું સર્વસ્વ આપી દેવા તૈયાર છે. તેનું મન સંપાદન કરો. એ હેતુથી તમને અહિં આણ્યાં છે."

આ સાંભળી જયાને પૂરેપૂરી ખાત્રી થઇ કે આ રાંડ પણ કુલ્ટા સ્ત્રી છે. તે પેલા દુષ્ટ માણસોના સાગ્રીતરૂપ બની છે. મારી આબરૂ ઉપર હાથ નાંખવાનો આમણે નિશ્ચય કર્યો લાગે છે. હશે, પરમાત્મા મારી લાજ રાખશે. હવે થાય તે ખરૂં. આવો વિચાર કરી બોલી કેઃ "જો બાઇ, આ તારૂં કામ નહિ. હું તારી બાજીમાં ફસાઇશ નહિ. હું પતિવ્રતા છું, ધનને લાત મારૂં તેમાંની છું. મને જવા દે. હવેથી તારે આવી વાત મારા આગળ કરવી નહિ." આમ કહી તે ઉઠી બહાર નીકળવા તૈયાર થઈ. તેને બહાર જતાં તે બાઇએ અટકાવી. અને તરત ત્યાંથી આઘી ખસી ગઈ. તે દરમ્યાન એક જુવાન પુરુષ તે ખંડમાં આવી પહોંચ્યો. તેણે જયાદેવીના સ્હામું જોઇ કહ્યું કેઃ "વ્હાલી, આમ બ્હીવાનું કાંઇ કારણ નથી. તારે જે જોઇએ તે હું આપું તેમ છું. તારે માટે તો આજે કેટલાય મહિનાથી મ્હને ચેન પડતું નથી. પૈસા તારે જેટલા જોઇએ તેટલા લે પણ તું મારી થા, જો સમજીને માનીશ તો ઠીક છે, નહિ તો

જુલમ કરવો પડશે." આ જોઇ જયાદેવીએ ધાર્યું કે હવે જે થાય તે ખરૂં, હિંમત હારવામાં માલ નથી. તેણે કહ્યું: "ભાઇ, તમે મારા ભાઇ થાવ છો, મારા માટે આવા વિચાર કરી ઘોર પાપમાં પડવા શું કામ તૈયાર થયા છો. કોઇ પણ પરસ્ત્રીને માટે તમારા જેવા આબરૂદાર પુરુષો આવું નીચ કૃત્ય કરે તે ઘણુંજ શરમાવા જેવું છે. મને મારે ઘેર જવા દો, મ્હને ન રોકો." આમ બે હાથ જોડી રડતાં રડતાં તે કહેવા લાગી.

આ સાંભળી પેલા વ્યભિચારી પુરુષને જરા પણ દયા ન આવી. તે તો જેમ પારધી પોતાની જાળમાં કોઇ પક્ષી સપડાય અને રાજી થાય તેમ રાજી થવા લાગ્યો. તેણે તો વિચાર જ કરી રાખ્યો હતો કે જો સમજીને માનશે તો ઠીક છે, નહિ તો પછી કયાં જવાની છે? આમ ધારી જયાદેવીને ઘણી ઘણી લાલચો આપવા માંડી. ધનની, વસ્ત્રની, જણુસઝાવની વિગેરે અનેક લાલચો આપી ચૂકયો. પણ જયાદેવી એકની બે થઇ નહિ. તે પતિવ્રતા હતી. પરપુરુષને ભાઇ અને બાપ સમાન માનનારી હતી. પોતાના પતિ સિવાય બીજા કોઈ પણ પુરુષના સંસર્ગમાં આવતી નહિ. આજે તેના પતિવ્રત-પણાની કસોટી હતી. તે ઈશ્વરને સહાય કરવા વિનવતી. પણ આ જંગલમાં તેની સહાય કરે તેવું અત્યારે કોઈ નહોતું. જ્યારે પેલા નીચ પુરુષે તેના ઉપર અત્યાચાર કરવાનો મક્કમ વિચાર કર્યો ત્યારે તેણે તેને કહ્યું કે: "જુવો ભાઈ, આઘા ઉભા રહો. તમે મારી આબરૂ ઉપર હાથ નાંખશો તો હું તમને મારો જીવ આપીશ. કોઇ પણ પતિવ્રતા સતી સ્ત્રી અન્ય પુરુષની થઇ નથી અને થવાની નથી. પરસ્ત્રીના રૂપમાં મોહ પામી જેમ પતંગીયું દીવાના પ્રકા-શથી અંજાઈ અગ્નિમાં પડી મરણ પામે છે તેમ અનેક પુરુષો મૃત્યુને

વ્હોરી લે છે. તમારા જેવા અનેક નીચ પુરુષો હતા નહતા થઇ ગયા છે અને થઇ જશે. પારકી સ્ત્રીને પોતાની મા અને બ્હેન સમાન ગણવી એ દરેક પુરુષનો ધર્મ છે. તમે તો શું પણ પૂર્વે મહાબળવાન રાજાઓ પણ સતી સ્ત્રીના રૂપ ઉપર મોહિ પડતાં, અનીતિથી તેને ફસાવવા જતાં પોતે હતા નહતા થયા છે અને સર્વસ્વ ગુમાવ્યું છે. કુલટા સ્ત્રીઓ જ અન્ય પુરુષના લોભાવાથી લોભાય છે. સતી સ્ત્રીઓનું સર્વસ્વ તેમના પતિ જ છે. પતિ સિવાય તેને કશાની ઇચ્છા હોતી નથી. પતિની ગરીબાઇમાં પણ તે પતિસેવામાં જ સુખ માને છે. તમે મ્હને અત્યારે ફસાવા ધારો છો પણ યાદ રાખજો કે તેનું ભયંકર પરિણામ તમારે ભોગવવું પડશે.

સીતા ઉપર મોહ પામતાં રાવણની શી દશા થઇ તે સાંભળો, "રાવણ જેવો બળવાન રાજાએ પોતાનું રાજ્ય ગુમાવ્યું, પોતાનાં પુત્રાદિક અને સંપત્તિ ગુમાવી, છેવટે પોતે પણ ભષ્મ થઇ ગયો. જુવો દમયંતિના મોહવશ થતાં પારધી કેવો ભષ્મ થઇ ગયો હતો. વળી દ્રૌપદીના રૂપ ઉપર મોહિત થનાર દુર્યોધનની અને કૈચાકચકની કેવી વ્હલે થઇ હતી. જરા યાદ કર, કોઇ પણ પુરુષ સતી સ્ત્રીને ફસાવવા જતાં બચ્યો નથી. જાણી જોઇને સર્વનાશ કરવા માટે બળતામાં પડતું ન મૂકો. મને જવા દો. તમારા શ્રેયને માટે મારી આબરૂ ઉપર હાથ ન નાંખો. અબળાનો નિસાસો ન લ્યો." આમ કહી તે વળી બહાર નીકળવા માંડી, તેવામાં બહારથી બારણું વસાઇ ગયું. હવે તેને બહાર નીકળવાનો રસ્તો રહ્યો નહોતો. હવે તેનું રક્ષણ કરનાર ઇશ્વર સિવાય બીજું કોઇ નહોતું. તરતજ તેણે ભયંકર ચીસો પાડવા માંડી રડકકળ કરવા માંડ્યું. આથી પેલા પુરુષે તેના મોંઢામાં ડૂચો મારી બોલતી બંધ કરી, અને ખુશીથી પોતાને તાબે થવા કહેવા લાગ્યો.

જયાદેવી જેવી પવિત્ર અને પતિસેવાપરાયણ સ્ત્રીઓ આવા દુષ્ટ માણસોના પંઝામાં સપડાય ત્યારે બીજું શું કરી શકે? તે કોઈ પણ પ્રકારની લાલચથી લલચાય તેવી નહોતી. તેને તો અત્યારે પોતાના સતીત્વનું રક્ષણ કરવા પાછળ જીવ આપવા વગર બીજો ઉપાય નહોતો. સતી સ્ત્રીઓ જીવ જાય તો ભલે, તે ખુશીથી શરીર છોડે છે; પણ પોતાના પતિવ્રતપણાને સાચવે છે. તે કદાપિ પણ અનીતિમાં ફસાતી નથી. જયાદેવી બિચારી આ જબરજસ્ત માણસ આગળ શી રીતે પોતાનું રક્ષણ કરી શકે તેમ હતું. છતાં પણ એક મરણીયો સોને ભારે તેમ છેવટે જીવ ઉપર તે આવી જતાં તેનામાં ઘણું જ બળ જણાવા લાગ્યું. પેલા પુરુષે અંદરથી પણ સાંકળ મારી દીધી હતી. હવે તેનો વિચાર જયાદેવીને પકડીને પલંગમાં નાંખવાનો હતો. જયાદેવી પણ બચાવ કરવા તૈયાર થઇ રહી હતી.

પેલો પુરુષ જેવો તેના ઉપર હુમલો કરવા આગળ ધસ્યો કે તરત તે એક બાજુએ ખસી ગઇ, સાવધાન થઇ ઉભી. તેણે આજુબાજુ નજર દોડાવી પણ કાંઇ જણાયું નહિ. પેલા માણસે તેના તરફ ધસીને તેનો હાથ પકડયો પણ તરત જ તેણે જોરથી આચકો મારી તરછોડી નાંખ્યો. તે જેવો તેને વળગવા ગયો કે તેણે આઘા ખસી જઈ તેનો પગ તાણ્યો કે ધડાક લઇ તે નીચે પડયો. તેને નીચે પડેલો જોઇ તેણે આજુબાજુ નજર નાંખી તો એક મોટો પથરો પડયો હતો તે લઇ જોરથી તેના કપાળમાં ઠોકયો. આથી તેનું કપાળ લોહિ લ્હુવાણ બન્યું. તે અશક્ત થયો અને જેવો ફરી ઉભો થવા જાય છે કે બીજો માર્યો. તરત તેણે બારણું ખખડાવ્યું. પેલા પુરુષે બુમ મારતાં બારણું ઉઘડયું અને અંદર બીજા બે માણસો આવ્યા. તેઓ આ ભાઇના આ હાલ જોઇ ગુસ્સે થઇ ગયા. તેઓ જયા-

દેવીના ઉપર ગુસ્સે થઇ પકડવા મંડ્યા. જયાદેવીએ પણ તરત જ પેલો પત્થર તેમાંના એકને લગાવી દીધો. બીજો બાકી રહ્યો તેણે જયાદેવીનો હાથ ઝાલી દીધો. જયાદેવી અત્યારે વિકરાળ દેવી બની ગઇ હતી. તેનામાં સ્ત્રીનું નિર્બળપણું જણાતું નહોતું. તે અબળા છતાં સબળા બની ગઇ હતી. તેણે એક આંચકો મારી તેને તરછોડી દીધો અને મોં ઉપર કુદીને એક મૂકી લગાવી દીધી. તેઓ તેના ઉપર મોહિ પડ્યા હતા. તેનો માર પણ તેમને વ્હાલો લાગ્યો હોય તેમ જણાતું હતું, છતાં પણ તે બંને જણાએ તેને પકડી લીધી અને કહ્યું કે: "જો તારી જેવા અમે થતા નથી કારણ અમે તારા ભોગી થવા ઇચ્છીએ છીએ. જો તું અમારી મરજીને તાબે નહિ થાય તો પરાણે પણ તારે તાબે થવું પડશે. માટે માન, તારે જે જોઇએ તે આપવા અમે તૈયાર છીએ. અમે તને જન્મારા સુધી ભૂલાશું નહિ. તું એમને એમ માને તો ઠીક નહિ તો અમારે પરાણે તારી ઉપર હાથ નાંખવો પડશે."

જયાદેવીની આંખો લાલ પીળી થઇ ગઈ હતી. તેણે આ સાંભળી એકદમ ગુસ્સામાં આવી જઈ કહ્યું કે: "હે દુષ્ટો, તમારી અધમતાનો ત્યાગ કરો. હું જીવ આપીશ અને જીવ લઇશ, હું તમારી ઇચ્છાને આધીન થવાની નથી. તમે મારા ઉપર શું હાથ ઉગામી શકશો? તમારૂં ધન એ મારે મન વિષ્ટા સમાન છે. તે વિષ્ટામાં તમે જ મસ્ગુલ રહો. ધિક્કાર છે તમારા જેવા વ્યભિચારી પામર મનુષ્યોને! તમે ઘોર નર્કમાં પડવાના છો. સતી સ્ત્રીના સામી કુદૃષ્ટિ કરનાર ભાગ્યે જ જીવી શકે છે. તમે હજુ પણ બચવા ઇચ્છા રાખતા હો તો મને જવા દો. હું તો મરીશ, તમને હત્યા આપીશ, પણ જ્યાં સુધી મારામાં પ્રાણ હશે ત્યાં સુધી તમારી ઇચ્છાને સ્વાધીન

થવાની નથી. તમે મને એકલી જાણી જુલમ કરવા ધારતા હશો પણ યાદ રાખજો કે પરમાત્મા તમારા જુલ્મના ભોગ તમને જ બનાવશે. પરસ્ત્રીને ભોગવવાની ઇચ્છા કરી તમે શું સુખ પામવાના છો ? તમારી જ મા કે બેનની કોઇ તમારા જેવો પરપુરૂષ લાજ લેવા તૈયાર થાય ત્યારે તમારી શી દશા થાય, તેનો વિચાર કરો ? જેવી તમારી મા બ્હેન તેવી જ પારકાની સમજો. હું સતી સ્ત્રી છું. મારા પતિની સેવામાં જ મારૂં સર્વસ્વ સમાયલું છે. તમારા જેવા સેંકડો દુરાચારીઓની મધ્યમાં પણ હું મારૂં પતિવ્રતપણું સાચવી શકું તેમ છું, માટે મને છેડવી જવા દો. "

આ વાત આ લોકો કાંઈ માને એવા હતા ? કામી પુરૂષ આગળ પાછળ કોંઈ જોતો નથી. તેને અનીતિ શું, ઈશ્વર શું, પાપ શું, એનું ભાન જ હોતું નથી. તે પોતાને અને પોતે ઇચ્છેલી સ્ત્રી સિવાય બીજાને દેખતા નથી. તેઓને સામે ઉભેલી સ્ત્રી ગમે તેટલા કાલાવાલા કરે પણ તેથી દયા આવતી નથી. તેઓ તો પોતાની ઇચ્છા તૃપ્ત કરે છે ત્યારે જ ઝંપે છે. આવી રીતે આ વ્યભિચારી પુરુષો એકઠા થયા હતા. આ ત્રણ આગળ બિચારી જયાદેવીનું શું ચાલે. તેને એક ઉપાય સૂઝયો નહિ. છેવટે મૃત્યુ જ ઉપાય છે એમ માન્યું. આ લોકોએ હવે છેવટની આદરી હતી. જોરજુલમથી પણ પોતાની ઇચ્છા તૃપ્ત કરવા ઉપર આવ્યા હતા. તેમાંના એકે તરત જ તેના ઉપર ધસી જઈ તેના બે હાથ ઝાલી લીધા, બીજાએ તરત જ પગ ઝાલી બંને જણે પલંગ ઉપર સૂવાડી દીધી. જયાદેવીએ ઘણું જ બૂમરાણ કરવા માંડ્યું પણ આ નિર્જન અરણ્યમાં તેનું સાંભળે એવું કોઈ નહોતું.

જયાદેવી ધમપછાડા કરવા લાગી, ઇશ્વરને પ્રાર્થના કરવા લાગી.

તેણે દ્રૌપદીનાં ચીર પુર્યાંની વાત મહાભારતમાં સાંભળી હતી. અનેક સતી સ્ત્રીઓની લાજ ઇશ્વરે સાચવી છે એવું વાંચ્યું હતું, પણ તેમાંનું અત્યારે શું ! તેણે ધાર્યું કે આ ત્રણ જણ જરૂર હવે મારી લાજ લેશે માટે હવે મારે મરણ વગર બીજો ઉપાય નથી. આ વખતે તે ઘણીજ રડકકળ કરતી હતી. તેને પોતાના પતિની શી દશા થશે, હું તો મરી જઇશ, પણ પતિને શું ખબર પડશે, હવે એમની શી વલે થશે ? એમ વિચાર કરતી. તેને પોતાના દુઃખ કરતાં પતિનું દુઃખ ઘણું જણાયું.

આ લોકોમાંથી એક જણે બારણું ફરી અડકાવી દીધું. બીજાએ હાથ દબાવી રાખ્યા. એકજણે પગ ડબાયા. પગ દબાવવા આવનારને તો જયાદેવીએ એવી એક લાત મારી કે પલંગ ઉપરથી નીચે ગબડી પડયો. તરત જ હાથ દબાવનારાળાને આંચકો મારી બેઠી થઇ ગઇ અને પલંગમાંથી નીચે ઉતરી પડી. તેણે ઘણા કાલાવાલા કર્યા પણ આ દુષ્ટ લોકો કાંઇ માને તેમ નહોતું. તે તો ગમે તે થાય પણ આજે આવેલો શિકાર જવા દેવો નહિ, એવો વિચાર નક્કી કરીને ઉભા હતા. ફરી તેમણે જયાદેવીને પકડી પલંગ ઉપર નાંખી. જયાદેવી ચીસેચાસ પાડવા લાગી પણ તેની ચીસનો આ અરણ્યમાં કોણ જવાબ આપે ?

# પ્રકરણ ૭ મું.

## જયાદેવીનો છુટકારો–ઇશ્વરે સતિને કરેલી સહાય.

સન્મુખરાય સાંજે ઘેર આવ્યો તો બારણે તાળું દીઠું તેથી તે પોતાને સાસરે ગયો. તેણે જાણ્યું કે વખતે જયાદેવી ત્યાં ગઇ હશે, તો ત્યાં પણ મળે નહિ. તેથી ઘેર આવી બારણું ઉઘાડ્યું. આજુબાજુ પૂછ્યું, તો પડોશી બૈરાંથી ખબર પડી કે તે આજે બપોરના ભીમનાથ મહાદેવનું નામ દઇને ગઈ છે. તે હજુ આવી નથી. તે બિચારો તેને શોધવા ભીમનાથ ગયો, પણ ત્યાં ક્યાંથી પત્તો ખાય? શહેરના ખૂણે ખૂણા ફરી વળ્યો. તેને ઘણી જ ચિંતા થવા લાગી. જયાદેવી કોઈ વખતે કહ્યા વગર કંઈ પણ જાય નહિ. નક્કી આજે કાંઈ નવાજુની બની ખરી. તેણે તેના સસરાને ખબર આપી. તેમણે પણ ઘણી શોધ કરી, સગાવ્હાલાઓમાં તપાસ કરી પણ પત્તો ખાધો નહિ. જયાદેવી ગુમ થયાની વાત જ્યાં ત્યાં ચાલવા લાગી. કોઈ કહે છે નાસી ગઈ, તો કોઈ કહેવા લાગ્યા કે તેને કોઇ ઉપાડી ગયું હશે, તો કોઈ કહેવા લાગ્યા કે કુવો હવાડો કર્યો હશે. આમ વાતો ઉડવા લાગી. બિચારો સન્મુખરાય ઘણો જ મુંઝાયો. હવે શું કરવું તેની ચિંતા કરવા લાગ્યો.

એક દુઃખ ગરીબાઈનું તો આવ્યું હતું, ધંધા રોજગારમાં ખોટ તો ગઇ હતી તેમાં વળી આ દુઃખ. તે કામકાજથી કંટાળીને આવતો તો તેને તે ધીરજ આપતી, પ્રેમનાં વચનથી સંતુષ્ટ કરતી. દુઃખમાં મદદ કરતી. જયાદેવી એ તેના વિશ્રામના સ્થાનરૂપ હતી.

દુઃખને ભૂલવાના સાધનરૂપ હતી. ગમે તેવો દિલગીરીમાં હોય છતાં પોતાની પત્નિ પાસે જતો કે તે પોતાની દિલગીરી વિસરી જતો. આવા કંટક સમાન સંસારમાં પણ તેને પોતાની પત્નિ જ સુખના સાધનરૂપ હતી. તેને હવે કશો ઉપાય જડયો નહિ. અનેક વિચાર કરવા લાગ્યો. કયાં જવું, કયાં ખોળવું તે કાંઈ સુઝયું નહિ. તેણે પોતાની પડોશી સ્ત્રીઓને પૂછ્યું કે તેની સાથે કોઇ હતું ? તો તેમણે એક બે જણનાં નામ આપ્યાં. ત્યાં જઇને પૂછી આવ્યો પણ તેમણે તો ચોખ્ખી નાજ પાડી કે અમે કાંઈ જાણતાં નથી. તેણે ખૂબ તપાસ કરી. અંતે નિરાશ થયો, અને ઇશ્વરનું સ્મરણ કરવા લાગ્યો. તેને અનેક વિચાર આવવા લાગ્યા: "અરેરે! તે બિચારીની અત્યારે શી સ્થિતિ હશે! તેને શું કોઇ દુષ્ટો હેરાન કરવા લઈ ગયા હશે, તે સાચી પતિવ્રતા છે. કોઈ પણ પરપુરુષના પંઝામાં સપડાય તેવી તો નથી. અરે, શું તેણે આપઘાત કર્યો હશે ? ના, ના, આપઘાત કરવાનું શું કારણ ! તેને મારા વગર એક પણ દિવસ ચેન પડે નહિ. મને જુવે ત્યારે જ તેના જીવમાં જીવ આવતો, તે શું કામ આપઘાત કરે ? શું તે કંઈ બહારગામ ગઇ હશે ? ના, બહારગામ મ્હને પૂછ્યા વગર તો જાય નહિ. હશે, હે પરમાત્મા તું લાજ રાખશે." તેને ઘણું લાગી આવ્યું. જેટલું વેપારમાં ખોટ જવાથી અને એકદમ ભિખારી તુલ્ય હાલત થવાથી ન્હોતું લાગ્યું તેટલું તેને આ વખતે લાગ્યું.

જયાદેવીનાં માબાપ પણ ઘણી જ ચિંતા કરવા લાગ્યાં. તેમણે ઘણી તપાસ કરાવી પણ કંઇ પત્તો ન મળ્યો. હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યાં. તેમણે નદીને કાંઠે જે જે દેવળો અને ખંડેરો હતાં તે જોઇ નાંખ્યાં પણ કંઇ પત્તો ન મળ્યો. છેવટે ભીમનાથથી

શહેરમાં આવતાં આ બાઇને અમે જોઈ હતી એવું કોઈ કહેતું, કોઇ કહે કે ત્યાંથી ચિતુભાઈના મહાદેવ તરફ બે સ્ત્રીઓ જતી જોઇ હતી. આટલી નીશાની મળતાં તેમણે ત્યાં પણ તપાસ કરી, પણ ત્યાં કોઇ મળે નહિ. ઘણી ઘણી તપાસ કરી પણ પત્તો ન ખાવાથી છેવટે તે લોકો પણ નિરાશ થઇ બેઠા. કયાં તપાસ કરાવે! શું કરે! કાંઈ પણ ઉપાય ન જડયો. તેમણે સન્મુખરાયને બોલાવી ધીરજ આપી. અને કહ્યું કેઃ હવે ચિંતા કરવાથી લાભ નહિ, ઈશ્વર ઉપર ભરોંસો રાખ્યા વગર છુટકો નથી, સ્હવારે વધુ તપાસ કરાવીશું. જે થનાર હશે તે થશે. વળી જયાદેવી પણ હવે કાંઇ નાનું બાળ નથી. તેને માટે અમને ભરૂંસો છે. તે ગમે ત્યાં હશે પણ કોઇનાથી ડરે તેવી નથી. તે સતી છે, તેના સતીત્વનો કોઇ ભંગ કરે તેમ નથી. ભલે દુઃખ પડશે, પણ કોઈથી ગાંજી તો જશે નહિ. તેને જરૂર કોઇએ ફસાવી હશે. ન ચાલેજ તે સપડાઈ ગઇ હશે. વિશ્વાસથી તેને કોઇએ દગો દીધો હશે. હવે પરમેશ્વર જ સહાય કરે તો સારૂં.

આમ પરસ્પર ધીરજ આપવા લાગ્યા. સન્મુખરાયને પણ ધીરજ રાખ્યા વગર છુટકો નહોતો. તેને માત્ર જયાદેવીની જ ચિંતા હતી કે તે હાલ કેવી સ્થિતિમાં હશે, તે બિચારી ગરીબ ગાય જેવી છે. આજે કોણ જાણે શાથી તેને દૈવે ભૂલાવી, નહિ તો આટલે દૂર તો તે એકલી જાય તેવી જ નથી. નક્કી કંઇ દગો તો હશે જ. આમ તેને અનેક વિચારો આવવા લાગ્યા. સંકટ પણ માણસને તાવી શુદ્ધ કરે છે, એમ તે માનતો. તે મૂળ તો ગરીબાઇમાં જન્મેલો, નાન-પણમાં માતાપિતા મરી ગયાં, વળી દૈવયોગે નોકરી કરી, તેમાંથી વેપારી બન્યો, બે પૈસા કમાયો તો તે પણ ગયા. સ્વરૂપવાન ઉત્તમ ગુણવાન સ્ત્રી મળી, તેને લીધે કાંઇક સુખનો અનુભવ કરતો તો તેનો

પણ આજે પત્તો નથી. ઈશ્વરે ઉપરાઉપરી દુઃખ જ નાંખવા માંડયાં. શું પ્રારબ્ધ જ તેનું એવું હશે ! વારંવાર દુઃખો કેમ આવતાં હશે ! શું પાપ કર્યાં હશે ! આ જન્મારામાં તો કોઈ પાપ કર્યું હોય એમ લાગતું નથી. ગયા જન્મોમાં કર્યું હોય અને તેનું ફળ મળતું હોય તો શું ખબર ! હે ઈશ્વર, હવે તુંજ વ્હારે વ્હઢે તોજ બચાય તેમ છે. બીજો ઉપાય નથી. આવેલાં સંકટ ભોગવી છુટયા વગર છુટકો નથી.

તે સમજતો હતો કે દુઃખ આવી પડે તો તે વખતે ધૈર્ય અને હિંમત રાખવાં જોઈએ. નિરાશ થઈ તેના અને તેના વિચારો કરી વધુ દુઃખને વ્હોરી લેવું જોઈએ નહિ, પણ આવેલું દુઃખ હિંમતથી સહન કરી ભવિષ્યમાં સુખ મેળવવા ઉત્સાહથી પ્રયત્ન કરવો જોઈએ, ઘણા માણસો બુદ્ધિશાળી હોય છે છતાં જ્યારે તેમના ઉપર દુઃખ આવે છે ત્યારે તેમની બુદ્ધિનો નાશ થાય છે, એકદમ નિરૂત્સાહ બની જાય છે, દુઃખના જ વિચારો કર્યા કરે છે, આથી તેઓ વધુ દુઃખી થાય છે. સન્મુખરાય આ બધુ જાણતો હતો એટલે હવે જે બન્યું તે ન બન્યું થનાર નથી. પ્રયત્ન બને તેટલો તો કર્યો પણ કાંઈ પત્તો ન લાગ્યો. હવે ઈશ્વર ઉપર ભરોસો રાખ્યા વગર છુટકો નહોતો.

આવી રીતે જયાદેવી ।। ગુમ થવાથી તેનાં માબાપ અને પતિ દુઃખી થવા માંડયાં. રડકકળ પણ ચાલી. નાતજાતનાં જે જે માણસોએ આ વાત જાણી તે ત્યાં ભરાઈ ગયા. ઘણા માણસો તો હજુ શોધ કરતા જ હતા. પણ અંધારી રાત્રે બીજે ક્યાં શોધ કરે ! કોને ખબર કે ક્યાં હશે ! સર્વે થાકીને બેઠા.

લગભગ બારેક વાગ્યા હશે તે વખતે એક યુરોપીયન ઘોડેસ્વાર સાથે જયાદેવી ત્યાં આવી. સાથે બે ઘોડેસ્વાર સિપાઈઓ હતા. જયા-

દેવીને આમ એકાએક ત્યાં આવેલી જોઇ સર્વના આનંદનો પાર રહ્યો નહિ. તેની મા તેને વળગી પડી. સન્મુખરાયને પણ ઈશ્વરે લાજ રાખી જાણી આનંદ થયો. આ યુરોપીયન ઘોડેસ્વારે જયાદેવીને કહ્યું કે: "કેમ બ્હેન, આજ તમારાં માબાપને ? હવે હું જઉં છું." જયાદેવી તેને બે હાથે પગે લાગી કહેવા લાગી કે: "સાહેબ, આજ મારાં માબાપ છે. તમને ઈશ્વરે મોકલ્યા કે જેથી મારી લાજ બચી, નહિ તો એ વખતે મારે મરવા વગર છુટકો નહોતો. આપનું પરમાત્મા ભલું કરશે."

જયાદેવીને જ્યારે પેલા ત્રણે દુષ્ટોએ ઘેરી લીધી અને હવે તેણે જાણ્યું કે કાંઈ ઉપાય નથી તેથી તેણે કારમી ચીસો પાડવા માંડી. પેલા દુષ્ટ માણસો તો ધારતા હતા કે હવે આપણું કામ થઇ ગયું. હવે આ રાંડ ક્યાં જવાની છે, પણ ઈશ્વરે તેની લાજ રાખી, હંમેશાં સતી સ્રીની લાજ ઈશ્વર રાખે છે. તેની વ્હારે ચઢયાનાં ઘણાં દૃષ્ટાંત આપણે જાણીએ છીએ. જયાદેવી પણ સતી હતી. પોતાના પતિનેજ પરમેશ્વર માની તેનું પૂજન અર્ચન કરતી હતી, પતિસેવામાંજ પોતાનું ચિત્ત જોડેલું રાખતી હતી. તેની વ્હારે ઈશ્વર કેમ ન ચઢે! છેવટે ઈશ્વરે તેની બૂમ સાંભળી. જે જંગલમાં આ ખંડેર આવ્યું હતું તે રસ્તેજ કમીશ્નર સાહેબ શિકારે નીકળેલા હતા. સાથે બે ત્રણ સ્વારો પણ હતા. આવતાં મોડું થવાથી આ વખતે તે પોતાને બંગલે જવા માટે આ રસ્તેથી બારોબાર નદી ઉતરી બંગલે જતા હતા. જયાદેવીની બૂમ તેમના સાંભળવામાં આવી. કોઇ સ્રી દુઃખની મારી રડે છે અને બૂમો પાડે છે તે સાંભળી તરતજ તે પેલા ખંડેર તરફ વળ્યા. સાથે સવારો પણ હતા. તે ઘોડા ઉપરથી ઉતરી પડ્યા. હાથમાં પીસ્તોલ તૈયાર રાખી અને અંદર પેઠા. જે

ઓરડામાંથી બૂમો સંભળાતી હતી ત્યાં ગયા તો બારણું વાસેલું દીઠું. બહાર બે ત્રણ જણ બેઠેલા હતા. તેમણે નાસવા માંડયું પણ પેલા સવારોએ કહ્યું કે, નાસશો તો ગોળીબારથી ઠાર કરવાનો હુકમ છે માટે ઉભા રહો? આથી તે તો ત્યાંજ ઉભા રહ્યા. જયાદેવીની લાજ લુંટવાનો ઇરાદો કરી જેવા આ માણસો પલંગ ઉપર ચઢવા જાય છે કે તરત બહારથી અવાજ આવ્યો કે: "ખોલો" અને જોરથી બારણું ખખડયું. આ સાંભળી પેલા લોકોના હોશકોશ ઉડી ગયા. તેઓ તરત ગભરાયલા ચ્હેરે નાસવાનો ડોળ કરવા લાગ્યા પણ કયાં નાસે? જયાદેવી તેમનાથી છુટી થતાં એકદમ બારણું ઉઘાડવા દોડી, પણ પેલા લોકોએ બારણું ઉઘાડવા ન દીધું એટલે તે વધારે બૂમો પાડવા લાગી. આ સાંભળી બહારથી અવાજ આવ્યો કે: "સિપાઈ, બારણું ખોલો, કમાડકો ઉતાર દો." આથી સિપાઇઓએ બારણાનું ચણીયારૂં ઉતારી નાંખ્યું. અંદરનો દીવો આ લોકોએ ઓલવી નાંખ્યો હતો. પણ કમીશ્નર સાહેબ પાસે વીજળીની બત્તી હતી. તેની ચાંપ દાબતાં પ્રકાશ થયો, તેણે આ ત્રણે જણને પકડવા હુકમ આપ્યો. અને કહ્યું કે સામે થાય તો ગોળીથી ઠાર કરો. તરત જ સિપાઇઓએ પોતાના ઘોડાની રેનથી આ ત્રણે જણને બાંધી દીધા, અને જયાદેવી સલામત બચી ગઈ.

કમીશ્નર સાહેબના પૂછવાથી જયાદેવીએ સર્વ વાત તેમને કહી સંભળાવી, અને સાથે જે પેલી અજાણી સ્ત્રી હતી તે પણ બહાર એક ખૂણામાં ભરાઇ ગઇ હતી તેને પણ બતાવી. આ વાત સાંભળી આ દુષ્ટ ચંડાળોને માટે સાહેબને ઘણો જ તિરસ્કાર છુટયો. જયાદેવીને માટે દયા ઉત્પન્ન થઈ. તેણે તેના માબાપનું અને ધણીનું નામ લખી લીધું. ત્યાંથી આ બધાંને પકડી સાહેબ જાતે તેને ઘેર

મૂકવા ગયા. આ લોકોને કેદમાં મોકલ્યા. અને જયાદેવીને સહવારે પોતાને બંગલે હાજર થવાની સૂચના કરી. આટલું કર્યા પછી સાહેબ પોતાને બંગલે ગયા. આ દુષ્ટોને કેદમાં પૂર્યા, અને સાવચેત રહેવા જેલરને હુકમ આપ્યો.

આ પ્રમાણે જયાદેવીના સતીત્વનું રક્ષણ થયું. જે ઈશ્વરનો ભક્ત છે તેને દુ:ખમાંથી ઈશ્વર જ બચાવે છે. દુષ્ટ માણસોને હંમેશાં દુ:ખ જ પડે છે. ભલે શરૂઆતમાં તેમને સુખ જણાતું હોય પણ ભવિષ્યમાં તો દુ:ખ પડવાનું જ. સારા માણસોને ઘણી વખતે આપણે દુ:ખી થયેલા જોઈએ છીએ, પણ તે તેમના પૂર્વજન્મના કર્મોના ફળરૂપ હોય છે. તેઓને તે દુઃખ ભોગવી છુટયા વગર છુટકો નથી, તોપણ તેમને તે દુ:ખમાંથી છુટવા ઈશ્વર સહાય કરે છે. જેમ સોનું તપાવવાથી શુદ્ધ કંચનરૂપ બને છે તેમ કદાચ પુણ્યવાન પુરુષોને દુ:ખ પ્રારબ્ધવશાત્ આવી જાય તો તે પણ ભવિષ્યના સુખને માટે આવે છે. આવી રીતે જયાદેવીને આજે આટલું દુ:ખ પડયું.

આ વાત રાતની રાતમાં બધે ફેલાઇ ગઇ. સન્મુખરાય તે દિવસે પોતાને સાસરે જ રહ્યો. જયાદેવીને આ લોકોની સાથે ઝપાઝપીમાં થોડું વાગ્યું પણ હતું, પણ વિશેષ ઈજા થઇ નહોતી. તે હિંમતવાળી હતી. તેણે ઘેર આવી બધી વાત કહી સંભળાવી. તેની વાત સાંભળી તેનાં માબાપ અને સન્મુખરાયની આંખોમાં પણ ઝળઝળીઆં આવી ગયાં. આ કૃત્ય કરનાર દુષ્ટ લોકોને તો તે ઓળખતી નહોતી પણ તેના અનુમાનથી તેણે કહ્યું કે એક તો કોઈ શેઠ છે, એક કોઇ પોલીસનો અમલદાર છે અને બીજા તેમના સાથીતો હતા. એમ મારૂં માનવું છે. આમ મોડી રાત સુધી વાતચીત કરી બધાં સૂઇ ગયાં.

બીજે દિવસે સાહેબને બંગલે જવાનું હતું. તેની સાથે તેનો બાપ, ભાઈ અને સન્મુખરાય પણ ગયા. સાહેબે તેને ઘણું જ આશ્વાસન આપ્યું. પેલા તહોમતદારોને પણ બોલાવ્યા અને તેમનાં નામ ઠામ અને તમામ હકીકત પૂછી લીધી. બધાની જુબાનીઓ લખી લઈ કેસ માજીસ્ટ્રેટને ત્યાં કમીટ કર્યો. તહોમતદારો શહેરમાં નામીચા માણસો ગણાતા હતા. તેમની વાતો ઘેરઘેર થવા લાગી. તેમને હવે મોં બહાર કાઢીને ચાલવા વખત રહ્યો નહોતો. પૃથ્વી જગ્યા આપે તો સમાઇ જઇએ એમ થતું. જેને તે ફીટકાર કરવા લાગ્યા. તેમના ઘરનાં માણસો અને સંબંધીઓએ જ્યારે આ વાત જાણી ત્યારે તેમને પણ નવાઇ લાગી. બહારથી સારા, આબરૂદાર ગણાતા માણસોએ આવું નીચ કૃત્ય કર્યું તે જાણી સર્વેને તેમના ઉપર ધિક્કાર છુટયા વગર રહ્યો નહિ.

આ લોકોને મન તો સજા કરતાં પણ વધુ શિક્ષા થઈ ગઇ હતી. હવે મોં બહાર કાઢી બોલવા વખત રહ્યો નહોતો. તેમને ઘણો જ પસ્તાવો થવા લાગ્યો. છેવટે કોર્ટે કેસ ચઢયો. પેપરમાં વાત છપાવા માંડી, જુબાનીઓ પણ છપાવા માંડી, આ કેસ ચાલતો હતો ત્યારે હજારો માણસો તે સાંભળવા માટે કોર્ટમાં ભરાતું. મૅજીસ્ટ્રેટે કેસ કમીટ કર્યો. જડજના આગળ ગુન્હો સાબીત થયેલો ગણી બધા તહોમતદારોને સખત મજુરીની શિક્ષા કરી. પોલીસ અમલદાર અને શેઠ નૌતમચન્દ્ર માટે જજમેંટમાં ટીકા કરી. તેમનો દંડ પણ કર્યો. તે દંડમાંથી સારી રકમ જયાદેવીને નુકશાની માટે અપાવી.

આવી રીતે આખા શહેરમાં હા હો થઈ રહી. તહોમતદારો જેલમાં ગયા. જયાદેવીની સર્વ કોઈ દયા ખાવા લાગ્યું. જયાદેવીને સારી રકમ કંપનસેશન તરીકે મળી. આ રકમ તેણે પોતાના ઉપ-

યોગમાં લેવી યોગ્ય ધારી નહિ. કારણ કે દુષ્ટ માણસોના દ્રવ્યમાંથી મળી હતી, તેથી તેમણે તે ધર્માદામાં વાપરવા નિશ્ચય કર્યો. આટલી ગરીબાઇ છતાં પણ આ પૈસા ધર્માદામાં વાપરવાનો નિશ્ચય કરવો એ નાની સૂની વાત નહિ. એતો ઉચ્ચ અંતઃકરણવાળી જયાદેવી જ કરી શકે. તેની આવી વર્તણુંક જોઈ સર્વ કોઈ તેનાં વખાણ કરવા લાગ્યાં.

આ પછીથી તે હંમેશાં સાચવીને ચાલતી. અનીતિમાન પુરુષો ઘણી અબળા સ્ત્રીઓને આવી રીતે ફસાવે છે માટે સ્ત્રીઓએ તો હંમેશાં સાવચેત રહેવું જોઇએ, એ પાઠ તેણે ગ્રહણ કર્યો. કોઇ પણ સ્ત્રીઓનો પણ આવી બાબતમાં વિશ્વાસ રાખવો નહિ એમ તે માનવા લાગી. કોઈ સારો સંગાત હોય તોજ તે બહાર નીકળતી.

---

# પ્રકરણ ૮ મું.

## ધર્મસંકટ—સન્મુખરાયની કસોટી.

જયાદેવી ઉપર આ પ્રમાણે એક અત્યંત વિકટ સંકટ આવી ગયું. ઇશ્વરે તેની તેમાંથી રક્ષા કરી. સન્મુખરાયને માથે આ પ્રમાણે એક દુઃખમાંથી છુટકારો થતા પહેલાં બીજું દુઃખ સહન કરવાનો વખત આવ્યો. આ જોડું સંકટો વેઠી રીઢું થઇ ગયું હતું. સન્મુખરાયે પોતાની નોકરી ખંતથી કરવા માંડી, પણ દેવાદારો છુટકો મૂકે નહિ. તેથી હવે તે બંને જણે મુંબાઇ જઈ રહેવાનો નિશ્ચય કર્યો. ત્યાં તેમના એક સગાનું ઓળખાણ હતું ત્યાં

ઉતરવાનો નિશ્ચય કરી અહિંનું સર્વ સમેટી દઈ તેઓ મુંબાઇ ગયાં.

શરૂઆતમાં એક ઝવેરીની પેઢીમાં સન્મુખરાયે નોકરી શરૂ કરી. પગાર વધારે મળતો હતો ત્યારે ખર્ચ પણ વધુ હતું. મુંબાઇના પગારમાં પરાણે બંનેનું પુરૂં થતું. અહીં આવ્યા પછી જયાદેવીએ પોતાનું ખાનગી કામ તો શરૂ જ રાખ્યું. તેમાં કસબી સાડીયો અને પોલકાં ભર્યાની મજુરી વધુ મળતી. તેથી હવે તે રેશમી પોત મંગાવી તેના ઉપર કસબી કોર ભરતી. આવી તૈયાર કરેલી સાડીઓની કિંમત સારી ઉપજતી હતી. તેથી સન્મુખરાયના પગારમાંથી ખર્ચ નીભાવતાં અને જયાદેવીની મહેનત જે કાંઇ આવતું તેનો બચાવ થતો.

મુંબાઇમાં જેમ પૈસા વધારે છે તેમ મોજશોખ પણ વધારે છે. લોકો ઉદાર પણ હોય છે. સન્મુખરાય મોજશોખી થવા પામ્યો નહોતો. અહીં પણ તેણે પ્રમાણિકપણે કામ કરવાથી શેઠની પ્રીતિ મેળવી હતી. બેચાર વર્ષે તો ઝવેરી તરીકે તે બધું કામ કરી શકતો. શેઠનો તેના ઉપર ઘણો વિશ્વાસ હોવાથી ઘણીવાર તેને દુકાન સોંપી શેઠ દેશમાં જતા. સન્મુખરાય પણ પોતાના ઘરનુંજ કામ હોય તેવી રીતે ધંધો કરતો. શેઠને ત્યાં વારંવાર સન્મુખરાય જતો આવતો, તેથી શેઠના ઘરનાં માણસોની પ્રીતિ પણ તેના ઉપર સારી હતી. શેઠને કાંઇ પ્રજા નહોતી. પહેલી ગૈરીને કાંઇ પ્રજા ન થવાથી બીજી પરણ્યો હતો. પણ તેને કાંઇ પ્રજા થઈ નહોતી. શેઠને પ્રજા થાય તેવી ઇચ્છા હતી. તેથી તે ઘણીવાર જોષી, ભૂવા, જતી એઓને પૂછતો. ઘણીવાર સ્ત્રીઓ પરભારી બાધા આખડી રાખતી. ઘણા ભૂવા અને ધૂતારાઓ તે બાઇઓને પુત્ર થવાની બાધાઓ આપી પૈસા ધૂતી લેતા હતા. મુંબાઇમાં જોશીઓની કમી હોતી નથી. સટ્ટા કર-

નારાઓને લીધે તેમની પેદાશ સારી ચાલે છે તેમ આવા પુત્ર વગરના કુટુંબોમાં પણ તેમનો પગ પેસારો હોય છે.

શેઠનું નામ લખમીશંકર હતું, નવી શેઠાણીનું નામ રેવાબાઈ હતું. જુની તો બિચારી વૃદ્ધ થઇ હતી એટલે તેણે તો પ્રજા થવાની આશા મૂકી દીધી હતી. રેવાબાઈ જુવાન, ફુટડી અને રૂપવાન હતી. તે નાનપણમાંથી અજ્ઞાન હતી. મૂળ કાઠીઆવાડમાં તેનું પીયેર હતું. નાનપણમાં ગરીબ માબાપને ત્યાં જન્મી હતી. માબાપે તેને ઘરકામ કરવા સિવાય બીજી કશી કેળવણી આપી નહોતી. શેઠને બીજીવાર કન્યા કોણ આપે? તે તેનાં માબાપે પાંચહજાર રૂપીઆ લઇ કન્યા પરણાવી હતી. અહિં આવી રેવાબાઈ શેઠાણી બની હતી. ધન વૈભવ જે જોઇએ તે હતું, માત્ર પ્રજાની ખામી હતી. શેઠ પૈસા સારા કમાયા હતા તેમાંથી એક તો માળો લીધો હતો. તેનું સારૂં ભાડું આવતું હતું અને પોતાને રહેવા વાલ્કેશ્વર ઉપર દરિયા કિનારે એક સુંદર બંગલો બંધાવ્યો હતો. વળી ઝવેરીના ધંધા ઉપરાંત ત્યાંની એકાદ બે મીલોમાં પણ તેનો ભાગ હતો. તેને પૈસા ટકાની, ગાડી ઘોડાની, વૈભવની કે કશાની પણ ખામી નહોતી, પણ તે બધુ ભોગવનાર કોઈ નહિ હોવાથી શેઠના મનમાં હંમેશાં દિલગીરી રહેતી હતી.

સન્મુખરાયના ઉપર શેઠની ઘણી જ પ્રીતિ હતી. તે વારંવાર શેઠને બંગલે જતો આવતો. શેઠાણીની પણ તેના ઉપર સારી પ્રીતિ હતી. શેઠાણીના આગ્રહથી તે જયાદેવીને પણ એક બે વાર શેઠાણી પાસે લઇ ગયો હતો. જયાદેવી જ્યારે ત્યાં જતી ત્યારે બપોરે જતી, આખો દિવસ શેઠાણી પાસે રહેતી અને સાંજે ચાર વાગે ઘેર આવી જતી. જયાદેવીની વાતો તે હોંસથી સાંભળતી. શેઠાણીની પણ પ્રજા માટેની પ્રબળ વાસના જયાદેવીના જાણવામાં આવી ગઈ હતી. જયા-

દેવી તો ત્યાં જઈ સ્ત્રીઓએ પોતાના પતિની સેવા શી રીતે કરવી, પતિની સાથે શી રીતે વર્તવું, પતિવ્રતપણું પાળવું એજ સ્ત્રીઓનો મુખ્યધર્મ છે એવી વાતો સંભળાવતી. આવી વાતોમાં શેઠાણીને રસ પડતો નહિ. કારણ તે તો પતિની બીજીવારની પત્ની હતી. ધણીને વશ કરે તે સ્ત્રી હોંશિયાર એવું નાનપણમાં શીખેલી. જે સ્ત્રીનું ઘરમાં ચલણ ન હોય તે સ્ત્રી શાની? આવું સરખે સરખી સ્ત્રીઓને મોંઢેથી સાંભળેલું એટલે અહિં આવીને ઘરમાં પોતાનું ચલણ કરવા મથતી. વારંવાર શેઠના ઉપર પણ હુકમ કરતાં ચૂકતી નહિ. શેઠ બિચારા વયોવૃદ્ધ હોવાથી નવી વહુને માટે શરૂઆતમાં હાજી હા કરતા. તેને અહિં આવી વખતે ન ગમે તો, એમ માની તે કહે તેમ વર્તતા. શેઠાણી ખુશી થાય તેવું દરેક કામ તે કરતા.

જેમ જેમ શેઠ કહ્યું માનતા ગયા તેમ તેમ શેઠાણીએ પોતાનો અમલ બજાવવા માંડ્યો. શેઠનું બહારથી ઘણું સારૂં માન હતું. વેપારીઓમાં અને અમલદાર વર્ગમાં પણ શેઠનું માન સચવાતું. ઘણા માણસો તેમની શીખામણ પ્રમાણે ચાલતા. પૈસો ટકો, માન, વૈભવ વિગેરે સર્વ જોઈ બહારથી તેને લોકો સુખી ગણતા, પણ ઘેર આવતાં નવી શેઠાણીના કબ્જામાં રહેવું પડતું. ઘણા માણસો ઉમ્મર થયા પછી ફરી લગ્ન કરે છે. તેમને જો તે સ્ત્રી કેળવાયલી હોતી નથી તો ત્રાસ થાય છે. પૈસા ટકાની ખામી નહોતી એટલે રેવાબાઇ જે કાંઈ માગતી તે ઝટ હાજર થતું. પૈસા પોતાને ફાવે તેમ ખર્ચતી. તેને પુત્રની લાલસા એટલી બધી હતી કે: જ્યાં કોઈ સાધુ સંન્યાસી આવ્યાની વાત સાંભળે તો ત્યાં જતી. જો કોઈ બ્રાહ્મણ માગવા આવે તો તેને બોલાવી પોતાની વાત કહેતી. ઘણા તેવા સાધુઓ, અને બ્રાહ્મણો કે જે ભીખ માગવાનો ધંધો કરતા હતા તે અન્યો-

અન્યની વાત સાંભળી ત્યાં આવ્યા વગર રહેતા નહિ શેઠાણીને પુત્ર થવાની આશા આપતા, કોઈ જોષીઓ અમુક ગ્રહ નડે છે, તેનું આટલું દાન કરાવો તો પછી પુત્ર થાય એમ કહી તેની પાસે દાન કરાવતા. દાનમાં કપડાં, અનાજ અને ધન પોતેજ લેતા. કેટલાક ભૂવાઓ ભૂત નડે છે, ચકલામાં પગ પડયો છે, અમુક દેવની બાધા રાખો, આટલી વસ્તુનું તેને ખાવાનું આપો તો તે નડશે નહિ, અને પ્રજા થશે, આમ કહી ઠગી જતા. આવી રીતે આ શેઠાણી પુત્રની લાલસાથી મનમાં આવે તેમ ખર્ચ કર્યે જતી. શેઠથી બિચારાથી ના કહેવાય નહિ. ના કહે તો કંકાસ થાય. આથી તે કશું બોલતા નહિ. આ પ્રમાણે રેવાબાઇનું કામ ચાલતું હતું.

સન્મુખરાય ઘણીવાર શેઠને બંગલે જતો આવતો. તેના ઉપર શેઠને પૂર્ણ વિશ્વાસ હતો. શેઠાણીની પણ પ્રીતિ તેના ઉપર હતી. શેઠાણી નવયુવાન અને સ્વરૂપ સૌંદર્યવાન હોવાથી તેના ઉપર ઘણા પુરુષો મોહ પામતા. ઘણા નાદાન પુરૂષો તેને ફસાવવાની બાજી રચતા. શેઠાણી ભોળી હતી. જુવાન વય અને અનુભવ વગરની હોવાથી માત્ર મોંઢે બોલી જાણતી. તેણે આ દુનિયાંના ખત્તા ખાધા નહોતા. શેઠની ઉમ્મર વૃદ્ધ હોવાથી કદાચ પુરુષાતન રહીત થઈ ગયા હશે અને તેથી પ્રજા થતી નહિ હોય એમ શેઠાણીના મનમાં ઘણીવાર થતું. અને જો તેમ થાય તો ગમે તેટલી બાધા આખડી કરવા છતાં પણ કાંઈ વળે નહિ; માટે હવે શું કરવું? એવો વિચાર પણ આવતો. સન્મુખરાય ભરયુવાન, સૌંદર્યવાળો, પ્રેમાળ અને દરેક રીતે લાયક જણાતાં શેઠાણીની બુદ્ધિ ફરી હતી. તે તેના ઉપર વધુ અને વધુ પ્રીતિ રાખતી હતી. સન્મુખરાય શેઠાણીના મનમાં વિકાર થયો હશે તે જાણતો નહિ. તે પત્નિવ્રત પાળનાર, ધર્મિષ્ટ, શુદ્ધ હૃદયનો,

પવિત્ર, સત્યનું પાલન કરનાર અને પરસ્ત્રીને મા-બેન તરીકે માનનાર હતો. શેઠાણીને તે પોતાની સગી બ્હેન તરીકે માનતો અને જેવી રીતે ભાઈ બ્હેનના ઉપર શુદ્ધ પ્રીતિ રાખે તેવી તેની શેઠાણીના ઉપર પ્રીતિ હતી.

શેઠાણી તો કોઈ જુદા જ હેતુથી સન્મુખરાય ઉપર પ્રીતિ રાખતી હતી. તેની સન્મુખરાયને ખબર ક્યાંથી હોય ? ધીમે ધીમે શેઠાણીએ તેની સાથે વધુ છુટ લેવા માંડી. તેણે શેઠને કહ્યું કેઃ મારે હવે લખતાં વાંચતાં આવડે એટલું ભણવું છે. માટે બપોરના બબે કલાક સન્મુખરાયને મારી પાસે મોકલતા જજો. શેઠાણીની આજ્ઞા શેઠે પાળવી જ જોઇએ. અને તેમાં ભણવાની વાત આવી એટલે શેઠ ના પાડે તેમ હતું જ નહિ. તેમણે હા પાડી, અને તે દિવસથી બપોરના બે કલાક સન્મુખરાયને શેઠને બંગલે જવું પડતું. બપોરી વખતે નોકર ચાકરો નીચે હોય તે વખતે ઉપરના માળના એક દિવાનખાનામાં તેણે અભ્યાસ કરવાનું રાખ્યું. તેણે ધાર્યું કે હવે એકાંતનો સારો લાભ મળ્યો છે. વળી સન્મુખ પણ મારા ઉપર પ્રીતિ રાખતો જણાય છે. શરૂઆતમાં તેણે ભણવાનો ડોળ કરી કાંઇક લખવાનું શીખવાનું શરૂ કર્યું, પણ તેનો જીવ ભણવામાં નહોતો. તેની તો સન્મુખરાયના ઉપર વિકારવાળી પ્રીતિ હતી. તે સન્મુખરાયની સાથે અયોગ્ય સંબંધ બાંધી પોતાની વિકાર લાલસાને તૃપ્ત કરવા ઇચ્છતી હતી. તે સન્મુખરાય આવે ત્યારે ભણવાનું બાજુએ મૂકી જાતે ચ્હા બનાવતી. તેને ચ્હા પીવાનો આગ્રહ કરીને પાતી. પાન બીડી પણ પોતાને હાથે બનાવી આપવા ધારતી. પણ સન્મુખરાયે તેને તેમ કરવા ના પાડી અને કહ્યું કેઃ " જુવો બેન, હું તમને ભણાવવા આવું છું. વળી મારા પિતા તુલ્ય શેઠની તમો પત્નિ તે મારી માતા તુલ્ય છો. તમારે આવું ધાંધળ કરવાની જરૂર નહિ.

હું મારી મેળે પાન બનાવી લઈશ. આમ કહી પોતે પાન બનાવી લેતો."

શેઠાણી તેને પોતાની પ્રીતિના પાસમાં ફસાવવા હવે સ્ત્રીચરિત્ર કરવા લાગી. તે વારંવાર તેના સામું જોઈ રહી હસી પડતી, વળી શરમાવાનો ડોળ કરતી. ઘણીવાર તો તેની અડોઅડ બેસવા જતી. ઘણીવાર જાણે ઉતાવળથી પાલવનો છેડો ખસી ગયો હોય તેવો ડોળ કરી છાતી ઉપરનો સાડીનો પાલવ ખસેડી દેતી. તેની આવી ચેષ્ટા જોવા છતાં પણ સન્મુખરાયના મનમાં વિકાર થયો નહિ. એટલે એક વખતે બરોબર એકાન્તનો લાભ લઇ તેણે પોતાને પ્રજા નથી તેથી તે થાય તો સારૂં એવી ઇચ્છા સન્મુખરાયને જણાવી. સન્મુખરાયે કહ્યું કે: " જુવો બ્હેન, એ તો ઈશ્વરી નિયમ છે. પ્રજા થવા માટે ઈશ્વરની પ્રાર્થના કરો, ઉચ્ચ પતિવ્રતપણાને પાલન કરો. પતિસેવામાં જ ધનભાગ્ય માનો. સૌ સારાં વાનાં થશે. "

શેઠાણીએ પણ હસતે મોઢે જણાવ્યું કે: " જુવો, તમે કહો છો તે વાત ખરી પણ સ્ત્રીને પુરુષાતનવાળા પુરુષના સંબંધથી પુત્ર થાય છે. આ તમારા શેઠની ઉમ્મર હવે થઈ ગઇ છે. તેથી હવે મને પુત્ર થાય તેવું તમેજ કાંઇ કરો તો હું તમો કહેશો તે કરવા ચૂકીશ નહિ, હું ઘણા વખતથી એવી ઇચ્છા રાખું છું. તમારા ઉપર મારી ઘણીજ પ્રીતિ છે. હું તમને ભણવા માટે અહીં નથી બોલાવતી પણ મારૂં મન સંપાદન કરો એવી ઇચ્છાથી બોલાવું છું. માટે..."

આ સાંભળી સન્મુખરાય તો આભોજ બની ગયો, તે ઘણો શરમાયો, શું કરે ! ધાર્યું કે ફસાયો, તેણે હિંમત આણી કહ્યું: "બ્હેન, ક્ષમા કરો, તમારા જેવી સતી સ્ત્રીના મોંમાં આવા શબ્દો નથી શોભતા. સતી સ્ત્રીઓએ તો પોતાના પતિ સિવાય કોઈ પણ બીજા પુરુષનો સંગ ન કરવો, તેની સાથે વાર્તાચિત કરવામાં પણ

હોય છે. પોતાના પતિની સેવા કરવી એમાંજ તેનું શ્રેય રહેલું છે. પુત્ર કરતાં પણ પોતાના પતિવ્રતપણાનું મહાત્મ્ય વધારે આંકવાનું છે. બ્હેન, તમે મારી સગી બ્હેન તુલ્ય છો. તમારા ભાઈના આગળ તમે આવા શબ્દો નથી બોલી શકતા. અરેરે ! તમને આવો ખોટો વિચાર ક્યાંથી ઉત્પન્ન થયો. શેઠ ગમે તેવા તોપણ તમારા શિરોમણિ છે. તે તમારા પતિ છે. પતિની સેવા કરવાથીજ સ્ત્રીઓ આ સંસારસાગરને તરી જઈ સતી અને દેવી તરીકે જગતમાં પૂજાય છે. બ્હેન ! આવી વાત કરી દુઃખનો પોટલો માથે વ્હોરી ન લ્યો. મને તમે ભાઈ તરીકે માની ક્ષમા કરો. ”

આ સાંભળી શેઠાણી પણ શરમાઇ ગઈ. તેણે ધાર્યું નહોતું કે સન્મુખરાય આવો જવાબ આપશે. તે તો ધારતી કે પુરુષ તો ગમે તેવો હોય છતાં પણ જો સ્ત્રી ધારે તો તેના પાસમાં તે સપડાઈ જાય છે. સન્મુખરાય આજે જરૂર પોતાની ઇચ્છા પુરી પાડશે, અને પછી હંમેશાં આપણે સન્મુખરાય સાથે મોજમઝા ઉડાવીશું. ને ધારતી કે સન્મુખરાયને વશ કરવો એમાં શું ? મારા જેવી નવયુવાન, સૌંદર્યની મૂર્તિરૂપ સ્ત્રીને જોઈ તે જરૂર લોભાવાનો જ. પણ અાણે તો ઉલ્ટો જ જવાબ સાંભળ્યો તેથી તેણે નીચું ઘાલી દીધું. શરમાઈ ગઈ. છતાં પણ તેણે પોતાનાથી બને તેટલી યુક્તિ અજમાવવા ચૂકી નહિ. તેણે કહ્યું. “ વ્હાલા, મેં તમને જ્યારથી જોયા છે ત્યારથી હું તમારા ઉપર મોહિત થઈ છું. વળી જો તમે મારા થશો તો હું સદાને માટે તમારી થઈશ. તમારી ગરીબાઈ મટી જઈ તમે એક શ્રીમંત શેઠાણીના પતિ થઇ જશો. શેઠની ઉમ્મર તો હવે થઇ ગઇ છે. મારી તમામ મિલ્કત તમારી સમજજો. તમે મારૂં કહ્યું માનો, સ્ત્રી અને લક્ષ્મી બંનેનો ત્યાગ ન કરો. એક ગરીબ ને દુઃખી સ્ત્રીની ઇચ્છા પૂરી

કરવી એ પુણ્યનું કામ છે. તમારે જોઈએ તો અત્યારે જ હું તમને એક લાખ રૂપિઆ કે જે મારી પાસે શેઠથી છાના છે તે આપી દઉં. હું રાતદિવસ તમનેજ ઝંખ્યા કરૂં છું. માટે માનો અને મારી ઇચ્છા પૂરી પાડો. આવો...”

આમ કહી તે નિર્લજ થઇ સન્મુખરાયના સમીપ જઈ હાથ પકડવા લાગી. સન્મુખરાય તરત આઘો ખસી ગયો અને બોલ્યો: “ બ્હેન, માફ કરો, તમે નરકમાં ન પડો અને મ્હને ન પાડો. પૈસા એ જીવન પાછળ છે. પરસ્ત્રીનો સંગ કરવો એના જેવું એક પણ મહાન પાપ નથી, એ હું સમજું છું. પૈસાના લોભે અને તમારા રૂપના મોહે હું લોભાઉં તેમાંનો નથી. મને તે સર્વ કરતાં મારી પવિત્રતાની વધારે કિંમત છે. ગરીબાઈમાં રહેવું એ મારે માટે ઉત્તમ છે પણ વ્યભિચાર જેવા ઘોર પાપને કરી પૈસો મેળવવો એ મારે મન નરકતુલ્ય છે. બ્હેન, સમજો. અનીતિના રસ્તે ન ચ્હડો. હું એક ભાઈ તરીકે તમારો સેવક છું. એક બ્હેન તરીકે તમારી સેવા કરી શકું છું. મારે તમારા પૈસા નહિ જોઇએ. હું પ્રમાણિકપણે પૈસો મેળવનાર છું. અનીતિના પૈસા મારે મન વિષતુલ્ય છે. બ્હેન, તમે સતી બનો, જીવન નિષ્કલંક બનાવો. તમારા નસીબમાં હશે તો ઇશ્વર પુત્ર આપશે. તેને માટે તમે તમારો જન્મારો અનીતિમાં ગુમાવવા તૈયાર ન થાવ. મને માફ કરો. હ્યો હું ચાલો જઉં છું.”

આમ કહી તે ચાલવા માંડ્યો. શેઠાણીએ ધાર્યું કે હવે મારા મોંમાંથી વાત નીકળી ગઈ અને હવે આ તો કાંઇ માને તેમ જણાતું નથી, કદાચ વાત બહાર ફુટી તો મારી શી વ્હલે! તે હવે ભયનું હથિયાર અજમાવવાનો વિચાર કરી તેની આગળ ફરી વળી અને બોલી: “વ્હાલા, હું તમારા વગર જીવી શકીશ નહિ. તમે માનો,

કે ન માનો પણ હું હવે તમને છોડનાર નથી. પ્રજા થવાની ખાતર કોઇ યુવાન પુરુષનો સંગ કરી પ્રજા ઉત્પન્ન કરવી એ મને પાપ જણાતું નથી. જો તમે નહિ માનો તો પછી પસ્તાશો. મારે શેઠને કહેવું પડશે કે સન્મુખરામે મારી આબરૂ ઉપર હાથ નાંખ્યો. તમે મને ફજેત કરવા જતાં તમે ફજેત થશો. માટે હજુ માનો તો હું પણ તમારી છું, અને આ પૈસો પણ તમારો છે. જુવો આ મણીશંકરને તો તમે ઓળખો છો ને? કહેવાય છે કે તે શેઠ વિષ્ણુદાસને ત્યાં તમારી માફકજ રહેતો હતો. તેને અને વિષ્ણુદાસની સ્ત્રી કમળાને સંબંધ થઇ ગયો. તો તે વિષ્ણુદાસના મરી ગયા પછી કમળાનો પતિ બની ગયો છે. ગાડી ઘોડે ને મોટરમાં ફરે છે. જુદા બંગલા પણ વસાવ્યા અને અત્યારે સુખ ભોગવે છે. હું પણ તમને તેથી પણ વધુ સુખ આપી શકીશ. વળી જયા ઉપર મને દ્વેષ નથી. તેને હું મારી બેન સરખી માનીશ. આ પૈસો બધો તમારો સમજો. અને મારી વાત કબુલ કરો. અને......"

સન્મુખરામ આથી ભય પામે તેમ નહોતું કે લલચાઇ જાય તેમ નહોતું. તે તરતજ એક બાજુ ખસી ગયો અને બોલ્યો કે: "બ્હેન, તમે મારી બ્હેન છો. હું અનીતિના રસ્તે જઉં તેમાંનો નથી. તમે ભોળપણથી મારી પાસે આવી વાત કરી તેની ચિંતા કે ભય રાખશો નહિ. હું તે વાત અહિં જ મૂકી જવાનો છું. એ વાત કોઈ પણ વખતે મારાથી બીજા કોઇને કહેવાશે નહિ. તમારે નિર્ભય રહેવું. જગતમાં ઇશ્વરની બીક રાખીને માણસે પાપ કરતાં ડરવું જોઇએ. નીતિનું પાલન કરવું જોઇએ. ધન ગમે તેટલું મળે પણ તે કાંઇ આપણી સાથે આવનાર નથી. આપણે હાથે જે પુણ્ય કે પાપ કરીશું તે જ આપણી સાથે આવવાનું છે, ઇશ્વરનો ડર રાખો. પવિત્ર

જીવન ગાળવું, પરસ્ત્રીને માતા સમાન માનવી, પરધનને અનીતિથી ન ગ્રહણ કરવું, ખરી મહેનતનું જ ખાવું એ મારો નિયમ છે. હું સ્ત્રી અને પૈસા કરતાં મારા ઉચ્ચ જીવનની કિંમત વધુ આંકું છું. માટે બ્હેન માફ કરો. તમે મને ભય બતાવો છો પણ તે નિરર્થક છે. હું આજથી જ શેઠને ત્યાંથી રજા લઇશ. ભલે શેઠ આપની વાત માની મારા ઉપર ગુસ્સે થશે તો તેની મને ચિંતા નથી. દુઃખ પડે તો તે પણ સત્યની ખાતર વ્હોરી લેવા તૈયાર છું. મને દુઃખ પડવાની નવાઇ નથી. હું તો દુઃખમાં જ ઉછરી મોટો થયો છું. પણ તેથી મારા જીવનને ભ્રષ્ટ કરવા ઇચ્છતો નથી. બેન, હું તમારા ઉપર એક બેન જેટલી પ્રીતિ હજુ પણ રાખું છું. તમારી મતી સુધરે એવું ઇચ્છું છું. તમારે જે કહેવું હોય તે શેઠને ભલે કહેજો. હું તમારી વાત શેઠને કહેવાનો નથી. તમારી આબરૂનું હું તો રક્ષણ જ કરીશ. વળી તમને પણ મારી પ્રાર્થના છે કે હું તો જઇશ, પણ તમે હવે પછી તમારા જીવનને અનીતિને રસ્તે ન લઈજશો. પરપુરુષનો સંગ કરવો એના જેવું મહાન પાપ નથી.

વ્યભિચારી પુરુષો અને વ્યભિચારી સ્ત્રીઓ બંને નરકના દ્વાર રૂપ છે. તેઓ હંમેશાં દુઃખમાં જ રહે છે. તેમના પાપની માફી નથી. માટે બેન તમો એવું ઘોર પાપ માથે ન વ્હોરી લેશો. પુત્ર થાય એવી લાલસાથી પણ અનીતિમાં ન જશો. તમે તમારૂં સતીપણું જાળવી પતિવ્રતપણાનું રક્ષણ કરશો તો તેથી તમારે જે જોઇએ તે મળશે. સંસારની ક્ષુદ્ર લાલસાઓને વશ ન થશો. ક્ષણિક આનંદની ખાતર ઘોર નરકમાં ન પડશો. પતિની સેવાતુલ્ય બીજું એક પણ મહાન વ્રત સ્ત્રીઓ માટે નથી. લ્યો બ્હેન, માફ કરો અને મને રજા આપો."

આમ કહી ચાલવા માંડયું. શેઠાણીની બુદ્ધિ પણ કાંઇક ફરી. તેને લાગ્યું કે આ ખોટું થયું. તેણે તરતજ સન્મુખરાયની માફી માગી અને કહ્યું: "ભાઇ સન્મુખરાય, હું કાચી બુદ્ધિની છું, તેથી ભોળપણમાં આપની સાથે આવી વાત કરી બેઠી. તમે મારા ભાઇ છો એ હું આજથી સ્વિકારૂં છું. તમે મને પાપમાંથી બચાવી. હું તમારો શી રીતે ઉપકાર ભૂલીશ. તમે નોકરી ન છોડતા. ચાલે છે તેમ ચાલવા દો. આવી વાતોની મને પહેલાં ખબર નહિ. અમે નાનપણમાં પણ કાંઈ જાણેલું નહિ. પતિવ્રતપણું પાળવું એટલે શું તેની ખબર નહિ. માત્ર ક્ષુદ્ર લાલસાઓને તૃપ્ત કરવી એજ અમે સમજીએ. અમને તો સારાં સારાં કપડાં પહેરવા જોઇએ, સારી સારી જણુસો પહેરવા જોઇએ અને મોજશોખ ભોગવવાની ઇચ્છા થાય. અમને આવું જ્ઞાન કોણ આપે? ખરે, તમે મારા ધર્મના ભાઈ છો. હું તમારો ઉપકાર માનું છું. હવેથી તમારે ત્યાંથી જયાબ્હેન મ્હને અહીં આવી રોજ કાંઇ શીખવે તો સારૂં, એટલી મારી માગણી સ્વિકારો. તમે નોકરી ન છોડો એવી મારી ભલામણ છે."

આવી રીતે શેઠાણીનું મન ફર્યું, તેથી સન્મુખરાયને સંતોષ થયો. તેણે કહ્યું: "બ્હેન, મારા તરફની માફી જ છે. તમે સુધરો, એક બ્હેન તરીકે તમને હું પવિત્ર જીવન ગાળતાં જોઉં એવી મારી ઇચ્છા છે. તમે ફરી કોઈ પણ વખતે આવું ન કરો એવી મારા આગળ પ્રતિજ્ઞા લઈ, મારા પગે હાથ મૂકો તો જ હવે નોકરીમાં રહી શકીશ. કારણ વળી કાલે શું ન બને તેની શી ખાત્રી? મનને વશ કરવું એ કઠીન કામ છે. તમે મનને વશ કરી શકો તેમ છો. માટે મનને કબજે કરી હંમેશાં તમારા પતિની સેવામાં જ તત્પર રહો એવી મારી ઇચ્છા છે. મને એને અહીં મોકલવામાં હરકત નથી.

કોઈ કોઈ વખતે આવશે. કારણ બહુ દૂર જવું આવવું રોજ ફાવે નહિ.”

શેઠાણી—“ ભાઈ, તમે મારા સગા ભાઇ આજથી બન્યા છો. આ તમારી બેન ફરી આવું ફરી નહિ કરે તેની પ્રતિજ્ઞા લે છે. હવે હું બદલાઈ ગઇ. તમારી અને જયાબ્હેનની સોબતથી વધુ પવિત્ર બનીશ. બ્હેનને અહિં આવવા જવામાં દૂર લાગે તો ભલે મારા આ કમ્પાઉન્ડમાં જ આ સામેનો નાનો બંગલો છે તેમાં તમે બંને આવીને રહો તેવી હું શેઠને કહી વ્યવસ્થા કરી આપીશ. તમે હવે મારા ભાઇ તરીકે મારી સંભાળ રાખજો. આજે હું તમારો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.’

આ પ્રમાણે સન્મુખરાય શેઠાણીના પાસમાં ન સપડાતાં એકવાર લાખો રૂપીયા અને પરસ્ત્રીને લાત મારી ઉભો રહ્યો અને પોતાનું ઉચ્ચ જીવન અને પત્નીવ્રતપણાને સાચવી રહ્યો. શેઠાણી પણ આ પછી સુધરી ગઇ. તે પણ હવે પતિવ્રત્તપણું પાળવા લાગી.

---

## પ્રકરણ ૯ મું.

---

### ઢોંગી સાધુઓ–ભોળી સ્ત્રીઓને કેવી રીતે ઠગે છે?

આ પ્રમાણે સન્મુખરાયે ધર્મની ખાતર લાખો રૂપિયાને લાત મારી. આજકાલ એવા માણસો હોવા દુર્લભ છે. પરસ્ત્રીના રૂપમાં મોહી તેને ફસાવનારા દુષ્ટ વૃત્તિવાળા ઘણા મળી આવશે. પણ સન્મુખરાય જેવા પવિત્ર માણસો તો ઓછા જ મળશે. વ્યભિચારને દુઃખરૂપ માની તે રસ્તે ન જવા લાખોની લાલચનો ત્યાગ કર્યો. શેઠાણીનું પણ જીવન કલંકિત ન બન્યું. તે પછી શેઠાણીને પોતાની મૂર્ખાઈ ઉપર ઘણો જ પસ્તાવો થયો. સન્મુ-

ખરાય જરા પણ ન ડગ્યો, એથી તેને માટે તેને ઘણું જ માન ઉત્પન્ન થયું. આ પછી સન્મુખરાય શેઠને ઘેર ઘણું જ ઓછું જતો, અને જતો તો શેઠાણી સાથે એકાંતનો પ્રસંગ ભાગ્યે જ લાવતો. શેઠાણીની ભલામણથી સન્મુખરાય અને જયાદેવીને શેઠે પોતાનો નાનો બંગલો રહેવા આપ્યો. તે પછીથી સન્મુખરાય શેઠની પાસેના બંગલામાં રહેવા આવ્યો. જયાદેવી પણ હવે આખો દિવસ ત્યાં જ રહેતી. તેને પણ હવે શેઠાણીને શીખવવા માટે દરરોજ બે ત્રણ કલાકના શેઠાણી તરફથી માસીક પચાસ રૂપીઆ આપવામાં આવતા.

જયાદેવી દરરોજ શેઠાણીને ભણાવવા ઉપરાંત સારાં સારાં પુસ્તકો વાંચવાનું અને સમજાવવાનું કાર્ય કરતી. શેઠાણી પણ હવે સુધરી હતી. તેને ન સમજણ પડે તે પૂછતી. જયાદેવી શરૂઆતમાં સ્ત્રીઓની ફરજ વિષે અનેક દાખલા દષ્ટાંતોથી સમજાવતી. શેઠાણી પણ ધીરે ધીરે તેની સોબતથી સુધરવા માંડી. શેઠને પણ શેઠાણીના સ્વભાવમાં ફેર પડેલો જોઈ સંતોષ થયો. જયાદેવીની સોબત થયા પછી હવે ત્યાં બહુ ભૂવા, જતી, જોષીઓ વિગેરે આવતા નહિ. કદાચ કોઈ ભૂલે ચૂકે આવતું તો તેને જયાદેવી કહેતી કેઃ—“ ભાઇ, તમે બાધા આપી બીજાને અમુક વસ્તુની પ્રાપ્તિ કરાવો છો તો તમે જાતે જ તે ક્રિયા કરીને દ્રવ્ય કમાતા કેમ નથી ? તમને જો તમારી દેવી પ્રસન્ન હોય તો તેજ દેવી તમને આમ ભિખારી કેમ રાખે છે ? આવા આવા પ્રશ્નો પૂછી તેનામાં શું છત છે તેની પરીક્ષા કરતી. એક વખત કોઈ સાધુ શેઠાણીની વાત સાંભળી ત્યાં આવ્યો. શરીરે ભષ્મ લગાવી હતી. માથે જટા લાંબી વધારેલી હતી. હાથમાં ચીપીઓ અને બગલમાં ઝોળી લટકાવી હતી. તેને જોઇ શેઠાણીએ બોલાવ્યો, અને બહાર ઓટલા ઉપર બેસાડયો. સાધુને ખબર હતી કે આ શેઠાણી

પુત્રને માટે ફાંફાં મારે છે. તેણે કહ્યું: "માઇ, તેરે વહાં લડકા નહિ હૈ. તું એક ગરીબકી લડકી હૈ. મૈં તેરી ઇચ્છા સબ સમજ શકતા હું." આમ કહી તેનો હાથ જોવાનો ઢોંગ કરી પોતે તેના સંબંધમાં બીજા પાસે જાણેલી વાતો કહી સંભળાવતો હતો. તેવામાં જયાદેવી પણ ત્યાં આવી ચ્હડી. તે શું કહે છે તે જયાદેવી પણ શાંતપણે જોયાં કરતી હતી. બાવાની વાત સાંભળી શેઠાણીને શ્રદ્ધા બેઠી કે:–કોઈ મહા પુરૂષ છે. મારી બની ગયેલી વાતો તે શી રીતે જાણે? તેણે કહ્યું: "મહારાજ, આપ તો મહાત્મા છો, મને પ્રજા થાય તેવી કૃપા કરો." આ સાંભળી બાવાએ કહ્યું કે: "દેખ બાઈ, લડકા હોંગા સહી, મેરે લીયે કુચ વસ્તુકી જરૂર નહિ. લેકીન જો તુમ હમારે દેશમેં જો સંસ્કૃત પાઠશાળામાં કુચ મદદ દેઇગી, ઔર કુચ ગૌંઓકે લીયે દાન કરેગી તો તેરે લીયે એક ઉપાય કરનેસે જરૂર પુત્ર પ્રાપ્તિ હોગી."

જયાદેવી આ બાવો શું કહે છે તે હજુ પણ સાંભળ્યાં કરતી હતી. શેઠાણી તો ભોળવાઈ, અને મહાત્માના આશીર્વાદથી પ્રજા થશે એમ માની કહેવા લાગી કે: "મહારાજ, મારાથી બનશે તે હું કરીશ. આપ ઉપાય બતાવો." બાવાએ કહ્યું: "કુચ્છ જાસ્તી નહિં રૂપયે સો તુઝે પાઠશાલામેં દેના પડેંગા, ઔર દોસો રૂપયા ગૌંઓકે લિયે દેના પડેગા. ઔર ઉસમેંસે આધી રકમ અબી દેની પડેગી, ઔર દુસરી રકમ જબ તુમકો લડકા હોવે, વો પાંચ વર્ષ કે હોને બાદ દેને પડેગી. જબ લડકા પાંચ વર્ષ કા હોંગા તબ હમ ફિર આવેંગે. જો તેરી મરજી હોવેં તો ઇસ રકમ દે દો." શેઠાણીએ ધાર્યું કે રકમ પુણ્યના કામમાં જાય છે. બાવો કાંઇ લાલચુ જણાતો નથી. માટે આપવામાં વાંધો નથી, તેણે જયાદેવીને પૂછ્યું: "કેમ જયાબ્હેન, શું કરીશું? તમારો શો વિચાર છે?"

જયાદેવી અત્યાર સુધી તો કાંઇ બોલી નહોતી તેણે ધીમે રહીને શેઠાણીને કહ્યું: "જુઓ, આ બાવાની હવે હું પરીક્ષા કરૂં. તમે છાનાં માનાં બેસી રહો." તે પછી તેણે બાવાને કહ્યું: "મહારાજ, આપ તો મહાપુરુષ જણાવ છો. ભૂત ભવિષ્યની વાત જાણો છો, લ્યો જરા મારો હાથ જોશો." આ સાંભળી બાવાએ તેનો હાથ જોવા માંડયો. શેઠાણીની આગલી પાછલી વાત તે પહેલા દિવસે અજાણ્યુપણે આવીને આસપાસનાંને પૂછવાથી જાણી શકયો હતો. પણ જયાદેવી સંબંધી તેને કંઇ જ્ઞાન નહોતું. તેણે ધાર્યું કે આ પણ કોઇ શેઠાણી જ હશે એમ ધારી તેને કહ્યું: "તુમ ભી ગરીબ ઘરકી લડકી હો, ઇધર તુમારા શેઠ હે જહાં આનેસે શેઠ કો બહોત લક્ષ્મી મીલી હૈ. તુમારે ઔર શેઠને દરરોજ ખટપટ હોતી હૈ." આ સાંભળી જયાદેવી હસી પડી. અને શેઠાણીને કહ્યું જોયું. તેણે હાએ હા કહ્યું. બાવાએ જેટલાં ગપ્પાં મરાય તેટલાં માર્યાં. તેમાંની બે વાત સાચી પડી ને બીજી બધી જુઠી જ ગઇ. આ પછી જયાદેવીએ કહ્યું: "વાહ મહારાજ, તમે તો કોઇ યોગી જણાવ છો કેમ? વારૂં ક્યાં રહો છો." મહારાજે કહ્યુ: "દેખ માઇ, હમને હિમાલયમેં બહોત વર્ષ યોગ સાધના કીઇ હૈ. અબ હમારે કુચ્છ વસ્તુકી ખામી નહિ. હમ ફરતા રામ હૈ- હમ કોઈ એકી જગ્યાએ રહેતા નહિ. હમ યહાં દો દિનસે આયા હું. કલ તો કાશી તરફ ચલે જાયંગે."

જયાદેવીએ આ સાંભળી કહ્યું. "ઠીક, મહારાજ કાલે આવજો. શેઠને પૂછીને શેઠાણી તમારા કહ્યા પ્રમાણે વર્તશે.

બાવો: "અરે માઇ શુભસ્ય શીઘ્રમ. અચ્છા કામકે લીયે વિલંબ કરના નહિ ચાહિયે. હમ કલ તો જાને વાલા હું. જો તુમારી

ખુશી હોવે તો આજ બાબા લે લો, ફીર કલ હમ આ શકેંગે નહિ. હમને કુછ પરવા નહિ. ફીર પસ્તાવગે."

આ સાંભળી શેઠાણીનું મન પલળ્યું પણ જયાદેવીએ તેને સમજાવી અને બાવાને કહ્યું: "નહિ મહારાજ કાલે આવવું હોય તો આવજો. આજે તો અમારાથી શેઠને પૂછ્યા વગર કાંઈ બની શકે નહિ." આથી બાવો બીજે દિવસે આવવાનું કહી ત્યાંથી વિદાય થયો.

જયાદેવીએ તેના ગયા પછી એક વિશ્વાસુ નોકરને તેની સાથે મોકલ્યો અને કહ્યું કે તે જ્યાં જાય ત્યાં તારે જઇ તેનો ઉતારો શોધી કાઢવો અને ત્યાં કેટલા માણુસ છે, કેવા માણુસ છે, કોણ છે તેની ચિકિત્સા જોઇ પછી અહીં આવવું.

આ પછી તેણે શેઠાણીને કહ્યું: "જુવો બ્હેન ! જ્યારે માણુસ સાધુ થાય છે ત્યારે તેણે સંસારનો ત્યાગ કરવાનો હોય છે. ઘરબાર છોડી, બૈરી છોકરાં છોડી, સંસાર ઉપરના મમત્વનો ત્યાગ કરી ઇશ્વર સ્મરણ કરવાનું હોય છે. આ ખરો સાધુ નથી. જ્યારે તેણે ઘરબાર સર્વ તજ્યું તો હવે પછી તેને પૈસા શું કરવા છે ? ગાયોનું રક્ષણ કરવાની અને શિષ્યોને ભણાવવાની વાત તેણે જુઠી કહી છે. જોજો હમણાં આપણો શંકર આવશે ત્યારે બધી ખબર પડશે. આવા માણસો ધૂતારા હોય છે. તેઓ આવા વેશે ભોળી સ્ત્રીઓને અને ભોળા તેમ લોભી પુરુષોને ઠગે છે. આપને તે ઠગવા જ આવેલો હતો. જ્યારે તેનામાં આપને પ્રજા થાય એવી સત્તા હોય તો તે બળનો પોતાને માટે કેમ ઉપયોગ નથી કરતો, અને આમ પૈસા માગે છે. આપણે સ્ત્રીઓ ભોળી છીએ. એટલે આવા માણુસો ઘણે ભાગે સ્ત્રીઓને ઠગે છે. આપણે અંધ શ્રદ્ધાળુ, ધર્મને બ્હાને ધતી-

ગને પણ માનનારી, સારા ખોટાનો વિચાર કર્યા વગર આવા ભગવી ચીંથરીમાં વિશ્વાસ રાખનારી છીએ. આપણને ધર્મ શું તેની ખરી ખબર હોતી નથી. અને તેથી ભોળપણમાં કુટાઈએ છીએ. આવા બાવાઓ માત્ર વેષધારી ઠગો જ છે. ખરા સાધુઓ હોય છે તે તો તરતજ જણાઈ જાય છે. જુવો હું નાનપણમાં મારા પીયેરમાં રહેતી ત્યારે મારી પોળમાં ઘણા માણસો આવતા. કોઈ બ્રાહ્મણો માગવા આવે, કોઈ વળી આવીને માતા કાઢે, ધૂણે અને નારીએળ, નાડાછડી અને કંકુ કાઢે. હું આ બધું સાચું માનતી. ઘેરેઘેરથી આવા બ્રાહ્મણોને સીધાં મળતાં, જે જૈનો બ્રાહ્મણને ન માને છતાં પણ માતાનો કોપ થવાની બીકથી સીધાં આપતા. ઘણા હાથ જોવાનો ડોળ કરનારા આવતા. ઘણી સ્ત્રીઓ તેમને હાથ બતાવતી. એક બે આગલી પાછલી વાતો કહી ભવિષ્યમાં બહુ સુખ મળવાની લાલસા બતાવતા. આથી ઘણી સ્ત્રીઓ ભોળપણમાં આવા માણસોને સાચા માનતી અને પૈસા, સીધાં આપતી. ઘણા તો પ્રજા થવાની બાધા આપનારા જ હતા. એક લુગડું અને સવા રૂપીયો આપે કે બાધા આપે. આ બધું હું નાનપણમાં સાચું માનતી. પણ પછી જ્યારે સમજણી થઈ અને મારી માને આ વાત પૂછી ત્યારે તેણે કહ્યું કેઃ "જો બેન, આ બધા કમાવાના ધંધા છે. કેટલાક બ્રાહ્મણો તો આજ ધંધો કરનારા હોય છે. જેમ ચોમાસામાં ખેડુત ખેતી કરે છે તેમ આ માણસો પણ શીયાળા ને ઉનાળામાં પરદેશ નીકળી પડી માગવાનો ધંધો કરે છે. આ માતા બાતા બધુંય ખોટું. ઠીક, આપણે માતાને નામે આપીએ તે જુદી વાત છે. વળી બ્રાહ્મણને આપવું એ પુણ્ય માની મુઠી અનાજ આપીએ એથી કાંઈ ખૂટી જતું નથી. પણ એ લોકો આવા ઢોંગ કરી ધૂતી જાય એ તો એક પ્રકારની

ઠગાઇ છે. તેમને જો માતા પ્રસન્ન હોય અને આવી રીતે ધુણીને અહીં કંકુ, નાડાછડી, નાળીએર ને ચુંદડી કાઢે છે, તે બધું જો માતાના પ્રતાપથી થતું હોય તો, પછી તે માણુસ આવો ઘેરેઘેર ભીખ શું કરવા માગે? તેના કહ્યા પ્રમાણે માતા કંકુ નાડાછડો મોંમાંથી કાઢી બતાવે, તો તે માતા પોતાના સેવકને આમ ભિખારી શું કરવા રાખે? એ માણુસ માતા પાસે જે જોઇએ તે કેમ માગી નથી લેતો? માટે બ્હેન એ તો બધા ઢોંગ સમજવા. એવી રીતે આ બાધા આપનારા પણ તેમના જ ભાઈ, અને જે સાધુ થઈ પૈસા માગે તે તો ઠગ જ સમજવા."

આ જ્યારે મેં સાંભળ્યું ત્યારથી હું એવા લોકોનો વિશ્વાસ રાખતી નહિ. એવા લોકો નાના ગામડામાં ઘણા ફરે છે. કેટલાક તો સાધુ થઇ ફરે છે તેમાં એકાદ મહાત્મા બની બે ત્રણ શિષ્ય થાય છે. શિષ્યો ગામમાં ફરી મહાત્માનું મહાત્મ્ય વધારે છે. આવા મહાત્માનાં દર્શન કરવા ઘણા માણસો જાય છે. શિષ્યોના કહેવાથી મહાત્માના ચમત્કારોની વાતો સાંભળી સ્ત્રીઓ ભોળવાઇ તેમની પાસે દોડી જાય છે. ઘણે ભાગે સ્ત્રીઓને પુત્ર થવાની લાલસા ઘણી હોય છે. તેવી સ્ત્રીઓ પુત્ર થવા માટે બાધા આખડી લઈ આવે છે. મહારાજને માટે પાકાં સીધાં મોકલે છે અને પૈસા ટકાનો તો કાંઇ પાર જ નહિ. આ પ્રમાણે આવી ટોળી એકાદ ગામમાં બે ત્રણ માસ રહી સારા પૈસા મેળવી બીજે જાય છે. આવા ઢોંગથી આપણે ભોળવાઇએ છીએ. માટે આપણે સ્ત્રીઓએ તો આવી બાબતોમાં પોતાના પતિની આજ્ઞા લઈ વર્તવું જોઇએ. આવા માણસોથી ભોળવાવું નહિ જોઇએ.

" જુઓ બ્હેન, આપણો સ્ત્રીઓનો ધર્મ તો પતિ સેવામાંજ

સમાયલો છે. પતિનું અંતઃકરણપૂર્વક પૂજન અર્ચન કરવું, તેમની સેવા કરવી, તેમને પ્રસન્ન રાખવા, તેમના કાર્યમાં મદદ કરવી, આપણાથી તેમને સુખ થાય તેવી ક્રિયા કરવી એજ ખરા ફળને આપનાર છે. સ્ત્રીને માટે તો પરમેશ્વર એ જ તેનો પતિ છે. ઘણી સ્ત્રીઓ એવી ધર્મઘેલી હોય છે કે પોતાના પતિનો હિસાબ ગણતી નથી અને દેવમંદીરોમાં ભટકે છે. ઘેર છોકરૂં રડતું હોય, પતિને ન્હાવાનું પાણી ન હોય, વખત થયા છતાં રસોઈ બનાવી ન હોય અને કેડે કોથળી ખોસી રણછોડજીનાં કે ગોસાંઇજીનાં દર્શન કરવા ભટકે છે. ત્યાં ભાવથી જે જે કરે છે, અને ઘેર આવી પતિને દુઃખ દેવામાં બાકી રાખતી નથી. આવી સ્ત્રીઓ ગમે તેટલી દેવદર્શન કરે પણ તેમને તેનું ફળ મળતું નથી. ભલે દેવદર્શન પણ કરવાં, તેની ના નથી, પણ પતિની આજ્ઞા સિવાય કરેલાં દેવદર્શન ફળ આપનાર નથી. સ્ત્રીનો દેવ તો પતિ જ છે. પતિ પાણી પીવાનું માગે તો તે ન આપવું, પતિ કંઇ કામ કરવાનું કહે તો છણકો કરી ઉભા રહેવું અને મોં ચઢાવી વાત કરવી. અને પછી મંદિરોમાં અથડાવું એ કશું ફળ આપનારૂં નથી પણ તેની અધોગતિ જ કરનારૂં છે."

"જુવો બ્હેન! આપણે સ્ત્રીઓએ તો પોતાના પતિના ચરણનું હંમેશાં ધ્યાન ધરવું જોઇએ. તેમની ગેરહાજરીમાં તેમના જ ગુણનું ચિંતવન કરવું. તે આવે તો હસતા મુખે આવકાર આપવો, તેમના ઉપર અત્યંત સ્નેહ રાખવો, કદાચ પુરુષ આપણા ઉપર ગુસ્સે થઇ જાય, છણકો કરે, કે આપણી મરજી પ્રમાણે ન વર્તે તો તેથી આપણે તેમના ઉપર રોષ કરવો નહિ, આપણે તેમને આપણા બનાવવા માટે આપણું સર્વસ્વ તેમના ચરણમાં સોંપી દેવું. પ્રેમથી તેમને વશ કરી લેવા, તેમનામાં અત્યંત સ્નેહને ટકાવી રાખવો, તેમની દરેક

આજ્ઞાનું ઉમંગથી પાલન કરવું એ આપણો ખરો ધર્મ છે. પ્રેમથી આ વિશ્વમાં કશું કાર્ય અશક્ય નથી. ગમે તેવા પુરુષ કે સ્ત્રીને પ્રેમથી વશ કરી શકાય છે. ઈશ્વરને પણ પ્રેમથી ભક્તો વશ કરી શકે છે તો આપણે તેજ હથિયાર આપણા પતિને વશ કરવામાં વાપરવું જોઇએ."

આવા સાધુ સંન્યાસી કે બાવા ભામટાઓની જાળમાં ફસાવું નહિ. ખરા સાધુ નથી હોતા એમ નહિ, તે હોય છે ખરા પણ આવા નહિ. તેમને જોતાં જ તેમની પરીક્ષા થઈ શકે છે. જે ભગવાં પહેરી સાધુ થાય છે તેને આ વિશ્વમાં કશાની દરકાર હોતી નથી. તેને પૈસો અને પથ્થર એ બે વસ્તુ સરખી હોય છે. તેઓ આવી બાધા આખડી આપી પૈસા મેળવવાની લાલચ રાખતા નથી. તેઓ માત્ર અન્નનીજ ભીખ માગે છે. તે પણ માત્ર એક વખત માટે ચાર કે પંચ ઘર ફરે છે. ઘણે ભાગે જનસમૂહમાં રહેતા નથી. સ્ત્રીઓ પ્રતિ માન બુદ્ધિવાળા હોય છે તોપણ તે આમ એકલી સ્ત્રીઓના પ્રસંગમાં ઓછા આવનારા હોય છે. તેમની પણ પતિની આજ્ઞા લઇને સેવા કરવી જોઇએ. આજકાલ તો આવા મહાપુરુષો ઘણા જ ઓછા હોય છે. તેમની જગ્યા આવા ઢોંગી ધુતારાઓએ પૂરી દીધી છે અને નાહક સાધુ સંન્યાસીઓનું નામ વગોવે છે. માટે બ્હેન, આવા ઢોંગી માણસોનો વિશ્વાસ રાખવો નહિ.

વળી પ્રજા થવી એ તો ઈશ્વરની કૃપા ઉપર આધાર રાખે છે. આવા માણસોની પાછળ ભમવાથી કાંઈ વળતું નથી. એમનામાં એવું દૈવત નથી કે તમને પુત્ર થાય એવું વરદાન આપી દે. અને આપણે એવી લાલચમાં ફસાવું નહિ. સંતોષ રાખવો. જો પુત્ર થવાનો હશે તો તમારી પતિસેવાથી જ થશે. પતિ સેવાથી જ ઈશ્વર પણ સ્ત્રીઓ

ઉપર પ્રસન્ન થાય છે. માણુસો લાલચથી જ ફસાય છે. જે માણુસોને ધનની કે પુત્ર થવાની લાલસા હોય છે તેવા માણુસો જ આવા ઢોંગી માણુસોના હાથમાં સપડાઇ જાય છે. કેટલાક લોઢાનું સોનું બનાવી આપવાના ઢોંગ કરી ઘણુાને ખેતરી ગયા છે. માટે બ્હેન, આપણે એવી લાલસા મૂકી દેવી જોઇએ. પ્રજા ન થવામાં કદાચ કોઇ રોગ હોય છે અથવા તો પછી ઇશ્વરી નિયમ હોય છે. તેમાં જો રોગ હોય તો કોઇ અનુભવી વૈદ્ય પાસે પોતાના પતિની સંમત્તિથી દવા લેવી. તેમ છતાં ન બને તો ઇશ્વરની કૃપા મેળવવા પતિ સેવા કરવી. એજ પ્રજા થવાનો ઉપાય છે. આવા માણુસોના ઉપર વિશ્વાસ રાખી ફસાવું નહિ. ”

આમ બે જણુ વાત કરે છે. લગભગ પાંચેક વાગવાનો સમય થયો હશે તેવામાં તેમનો નોકર શંકર જે બાવાની પાછળ ગયો હતો તે આવ્યો અને તેણે બાવાની વાત કહેવા માંડી; તેણે કહ્યું: “ બા, એ બાવો નહોતો, સારૂં થયું તે જયાબ્હેન આવ્યાં નહિ તે. ખેતરી જાત, હું તેની પાછળ પાછળ ફર્યો છું. તમારી માફક તેણે બેચાર સ્ત્રીઓને ફસાવી કોઇના પાંચ, કોઇના દસ એમ રૂપીઆ ઠગી લીધા. વળી કોઇની પાસે તો હાથ નીચોવી પાણી કાઢતો, કોઇ જગ્યાએ ગુસ્સે થઇ શ્રાપ આપવાનું કહેતો હતો. બપોરના તે તેના ઉતારે ગયો. તેના જેવા ચાર પાંચ માણુસો ત્યાં હતા. હું પણ અજાણ્યો થઇ તે જે ધર્મશાળામાં ઉતર્યા હતા તેના એક ખૂણામાં જઇ બેઠો. આ લોકો પોતપોતાની બહાદુરીનાં વખાણુ કરતા હતા. તેમાં અહીં આવેલા સાધુએ કહ્યું કે: દોસ્ત, શિકાર તો બહુ સારો હતો પણ શું કરૂં એક જણીએ આવી તેનું મન ભંભેરી દીધું. ઠીક કાલે જવાનું છે. ” આવી રીતે તેઓ વાતો કરી દરેક જણુ શું કમાઇ આવ્યો

તેની વાતો કરતા હતા. વળી થોડીવારે પોતાના દેશમાં બૈરાં છોકરાં શું કરતાં હશે, ઘણા દિવસથી પત્ર નથી એવી વાતો પણ કરતો હતો. આ, મ્હને તો એ લોકો ઢોંગી લાગ્યા."

આ સાંભળી શેઠાણીના મનની ખાત્રી થઈ અને જયાદેવીનો ઉપકાર માનવા લાગી. તેણે કહ્યું કે "જો બ્હેન તમે ન આવ્યાં હોત તો હું તો તેને રૂપિઆ આપવાની જ હતી. ઠીક તમે બચાવ કર્યો. હવે રડયો કાલે આવશે તો ખરો જ. પણ હવે કાંઇ તેનો ગજ વાગે તેમ નથી. તમે બ્હેન મને આજે ઘણી સારી શીખામણ આપી, હું તમારો ઉપકાર માનું છું. તમારી સોબતથી મને ઘણોજ લાભ મળ્યો છે. વળી જરા જરા લખતાં વાંચતાં પણ આવડયું છે. તમારી વાતો સાંભળી હું તો દંગજ બની ગઇ છું. મેં તો નાનપણમાં આ કશુંજ સાંભળેલું નહિ એટલે શું સમજું. અહિં આવ્યા પછી પણ ખાવા પીવાની ને ઓઢવા પહેરવાનીજ વાતો. શેઠ તો ઘેર રહે નહિ. આખો દિવસ એકલાં ગમે તે કાથાકૂટલા કરીએ. લાંબી બુદ્ધિ પણ ન મળે. શું કરીએ બ્હેન, મારા જેવી કેટલીયે હશે. નાં મા-બાપને ત્યાં કશું શીખ્યાં હોઇએ કે ના અહિં આવી કશું સાંભળ્યું હોય, એટલે કયાંથી ખબર પડે. ખરે ! આવા કેટલાય ભિખારીઓ મારા જેવી બિચારી ભોળી સ્ત્રીઓને ઠગતા હશે. ખરેખર, હવે સમજાયું કે ઘણી સ્ત્રીઓ આવા માણસોથી ઠગાય છે. આવા માણસો પોતા-નુંજ ભીખ માગવાનું મટાડી શકતા નથી ને ઠેરઠેર બીજાઓના આધારે રખડે છે તો તે વળી બીજાનું શું કલ્યાણ કરે ? બ્હેન, હવેથી તો હું ભોળવાવાની જ નથી. હશે ઇશ્વરની મરજી હશે ને પ્રજા થશે તો ઠીક, નહિ તો પછી તમારા કહેવા પ્રમાણે પતિસેવા કરીને જ જન્મારો ગાળીશ."

જયાદેવીએ આ સાંભળી કહ્યું: "બ્હેન, તમે હવે સમજ્યાં તેથી મને આનંદ થયો છે. આવા ધુતારાઓથી ઠગાવું નહિ એ હવે તમે સમજ્યાં. જુવો પેલો ધુતારોજ હતો તેની ખાત્રી શંકરે પણ કરી. દરેક સ્ત્રી આવું સમજતી થાય અને એવા ઠગારાઓને આશ્રય ન આપે તો ધીમે ધીમે તે લોકો કોઇ બીજો ધંધો કરતાં શીખે. લ્યો બ્હેન, હવે મોડું થયું છે, જઉં છું. એમ કહી પોતાને ઘેર જાય છે.

## પ્રકરણ ૧૦ મું.

### સન્મુખરાયની પડતીમાંથી ચ્હડતી અવસ્થા.

સન્મુખરાયને હવે પગાર ભરપૂર મળતો હતો. જયાદેવીને પણ સારો પગાર મળતો. બંને અત્યારે તો સુખી હતાં. શેઠ શેઠાણી બંનેની તેમના ઉપર પ્રીતિ સારી હતી. શેઠને હવે ઉમ્મર થઇ હતી. શેઠાણી પહેલાં કરતાં ઘણીજ સુધરી હતી. તે પહેલાંની તમામ ટેવો ભૂલી હતી. હવે તો શેઠની સેવા કરવામાં તત્પર રહેતી. નોકરચાકરો હોવા છતાં પણ ખાવાપીવા વિગેરે ઘણી બાબતમાં શેઠને માટે શેઠાણી ઘણી કાળજી રાખતી હતી. શેઠ દુકાનેથી ઘેર આવે ત્યારે તે જાતેજ તેમને સંતોષ થાય તેવી રીતે હાસ્યવિનોદથી શેઠના શ્રમને ભૂલાવી દેતી. શેઠને કયે વખતે કઇ વસ્તુની જરૂર પડશે તેની તે બરોબર કાળજી રાખતી. ધીમે ધીમે તે શેઠના કહ્યાગરી બની ગઈ. તેણે પ્રેમથી શેઠના સ્વભાવને જીતી લીધો. શેઠ તો તેના ઉપર પહેલાંથી જ મમતા રાખતા હતા. આવી રીતે

શેઠાણી બદલાઈ ગઈ એ જાણી શેઠને ઘણોજ સંતોષ થયો. તે જયાદેવીને લીધેજ શેઠાણી સુધરી એમ માની તેનો ઉપકાર માનવા લાગ્યો.

પોતાની દુકાન હવે સન્મુખરાય ચલાવી લેતો. સન્મુખરાયના પ્રમાણિકપણાને માટે તેમણે પોતાની દુકાનમાં ચારઆની ભાગ રાખ્યો. આથી ધીમે ધીમે સન્મુખરાયની સ્થિતિ સુધરવા માંડી. દેવું વળી ગયું અને બે પૈસાની પુંજી પણ ભેગી થઇ. વાર ત્હેવારે શેઠ શેઠાણી બંને સન્મુખરાય તેમ જયાદેવીને કાંઇને કાંઈ જણસ કે રકમ ભેટમાં આપતાં. આ રીતે હવે આ દમ્પતી સુખી હતાં. શેઠ શેઠાણી તેમને લીધે પોતે સુખી થયાં છે એમ માનતાં હતાં.

ઇશ્વરની ઇચ્છા હવે તેમનાં સુખ જોઇ રાજી થવાની હતી. જ્યાં પતિપત્ની ઇશ્વરભક્ત હોય છે, એક બીજામાં પ્રેમવાળાં હોય છે, પતિ પોતાની પત્ની ઉપર અત્યંત પ્રેમ રાખનાર હોય છે અને પત્ની પોતાના પતિ ઉપર પ્રેમ રાખ્યા કરે છે ત્યાં સદા શાંતિ અને સુખ મળે જ છે. આવી રીતે શેઠ શેઠાણીને પણ પહેલાં જે દ્રવ્ય હોવા છતાં યથાર્થ દામ્પત્ય સુખ નહોતું મળ્યું તે મળ્યું. તેમ સન્મુખરાય અને જયાદેવી પણ હવે સુખી થયાં હતાં. ઈશ્વર ઇચ્છાએ આ વખતે શેઠાણીને પણ સારો દિવસ આવ્યો હતો. તેમ જયાદેવીને પણ દિવસ ચ્હડતો થયો હતો. આથી શેઠાણીના હર્ષનો પાર રહ્યો નહિ. તે જે મેળવવા માટે ભૂવા જતીમાં અનેક પૈસા ખર્ચી ચૂકી હતી છતાં પત્તો ખાધો નહોતો, તે ઈશ્વર ઇચ્છાએ સ્થિર ચિત્ત રાખી પતિસેવા કરવાથી ઇચ્છા તૃપ્ત થઈ તેથી તેને ઘણોજ સંતોષ થયો.

જયાદેવી પણ હવે ઉમ્મરે થઈ હતી. તેને પણ દુઃખના દિવસ મટી સુખના દિવસ આવ્યા હતા. તેને પણ હર્ષ થયો. શેઠ

અને સન્મુખરાય બંને એકજ જ્ઞાતિના હતા, એટલે જેમ જેમ તેમને વધુ સંબંધ થતો ગયો તેમ તેમ શેઠ અને નોકરપણું ઓછું થતું ગયું. સન્મુખરાયના આવ્યા પછી આવક પણ વધી હતી. વળી વ્યવસ્થા પણ તે ઉત્તમ રીતે કરતો હતો. શેઠને હવે કાળજી રાખવા જેવું રહ્યું નહોતું. તમામ કામ સન્મુખરાય ઉપાડી લેતો હતો.

બે વર્ષ પછી શેઠે તેનો દુકાનમાં અર્ધોભાગ કર્યો હતો. હવે સન્મુખરાય નોકર મટી શેઠ બન્યો હતો. દુકાનની આવક સારી હતી એટલે થોડા વર્ષોમાં તો સન્મુખરાય ગરીબ મટી શ્રીમંત થયો હતો. શેઠના બંગલાની જોડે જ છુટી જમીન શેઠના કબજાની હતી તે જમીન શેઠે તેને આપી દીધી હતી તેમાં તેણે બંગલો બનાવ્યો હતો, અને હવે તે ત્યાં રહેતો.

શેઠાણી અને જયાદેવી પણ હવે બેનપણીઓ તરીકે વર્તતી. જયાદેવી હવે શેઠાણી પાસે પગાર લેતી નહિ. બંને ઘણો વખત સાથે રહેતાં. નવરાશના વખતમાં નવરા બેસી રહેવાથી ખોટા વિચારો થાય અને શરીર રોગી થાય એ વાત જયાદેવી નાનપણમાં જ શીખી હતી. એટલે તે નવરાશના વખતમાં બીજી શ્રીમંત સ્ત્રીઓની માફક પગ ઉપર પગ ચઢાવીને બંગલામાં બેસી રહેતી નહિ તેમ દિવસે કદી ઉંઘતી નહિ. તેણે પણ પોતાને માટે બપોરના વખતમાં શું કરવું તેની ગોઠવણ રાખી હતી. નોકર ચાકરો હવે ઘરનું કામ કરતા એટલે જયાદેવીને પહેલાંની માફક હાથે ઘરકામ કરવું પડતું નહિ. તોપણ ઘરમાં રસોઇયો તો રાખ્યો જ નહોતો.

તે માનતી હતી કે રસોઇયો રાખવો એ ઠીક નથી, તેથી સ્ત્રીને કામ કરવાનું બીલકુલ રહેતું નથી. પોતાના પતિને હાથે રસોઇ કરી જમાડવા એ ઘણુંજ ઉત્તમ છે. એ પણ પતિસેવા છે. હાથે રસોઇ

કરવાથી પોતાની મરજી માફક પતિ સંતોષ પામે તેવી રસોઇ બનાવાય છે. રસોઇયાની રસોઈ ભલે ગમે તેવી હોય તોપણ તે નીરસ છે. પતિને માટે તો તેની સ્ત્રીએજ રસોઇ બનાવવી અને સ્નેહપૂર્વક તેમને હોંસથી જમાડવા એના જેવું બીજું પુણ્ય નથી. વળી તેથી થોડું ઘણું પણ શરીર કસાય છે. પતિને માટે શું રસોઈ બનાવવી, આજે પતિને શું જમાડવું, કાલે પતિને માટે શી રસોઈ બનાવવી એ રીતનું ચિંતન કર્યાં કરવાથી વારંવાર પતિના વિચારો મનમાં આવે છે. માટે સતી સ્ત્રીએ તો પોતાના હાથે જ રસોઇ બનાવીને પોતાના પતિને પોતાને હાથે જ પીરસી જમાડવા જોઇએ. આવી રીતે જયાદેવી દરરોજ હાથે રસોઈ કરતી. ઘરના માણસો ઉપર દેખરેખ રાખતી. ઘરમાં સ્વચ્છતા પણ સારી રીતે રખાવતી.

કેટલીક જગ્યાએ નોકર ચાકરો હોય છે તોપણ તેઓ ઘણું કરીને બેદરકાર થઈ ગયેલા હોય છે. ઘરમાં જોઇએ તેવી સ્વચ્છતા રાખતા નથી. એક ખૂણામાં કચરો ભરી મૂકે છે. ઉપર ઉપરથી કચરો કાઢે છે. ભીંત બાવાં પણ ઘણાં હોય છે. એંઠવાડો કાઢે છે ત્યાં પણ કચરો રહેવા દે છે. વાસણ માંજે છે તે પણ જોઇએ તેવાં સ્વચ્છ કરતા નથી આવા નોકરો ઉપર બરોબર દેખરેખ રાખવામાં ન આવે ને આંખ આડા કાન કરવામાં આવે છે તો તે પછી ગણકારતા નથી. અને છતે નોકરે ઘરમાં જોઇએ તેવી સ્વચ્છતા રહેતી નથી. ઘરમાં સ્વચ્છતા બરોબર ન રહેવાથી મચ્છર, માંકડ વિગેરે જંતુઓ ઉત્પન્ન થાય છે. ઘણીવાર ભરી મૂકેલા કચરામાંથી ઝીણા ઝીણા અનેક જંતુઓ ઉત્પન્ન થાય છે. તેનાથી રોગ ઉત્પન્ન થાય છે. બહુ ભીનાશ રાખવાથી મચ્છરો ઉત્પન્ન થતાં વાર લાગતી નથી. મલેરીયા તાવ—મચ્છરો કરડવાથી જ આવે છે એમ વૈદકશાસ્ત્ર કહે છે. આ બધું

જયાદેવી સારી રીતે સમજતી હતી અને તેથી ઘર સાફસુફ અને સ્વચ્છ રખાવતી. તેના ઘરમાં જો કોઈ અજાણ્યો પુરુષ આવે અને સ્વચ્છતા જુવે તો તે આશ્ચર્ય પામ્યા વગર રહેજ નહિ.

ઘરની તમામ વસ્તુઓ, કપડાં વિગેરે બરોબર વ્યવસ્થિત ગોઠવતી. જે વસ્તુ જે ઘડીએ જોઇએ તે ઘડીએ જ તુરતજ મળે તેવી તેને ગોઠવતી. કપડાં પણ બરોબર વ્યવસ્થિત મૂકતી. ઘરની સંભાળ તે રાખતી. નોકરો પાસે બરોબર કામ લેતી. નોકર તેનું કામ કરી રહે પછી ભલે બેસે તેની તે દરકાર કરતી નહિ. નોકરો સાથે તે હંમેશાં સભ્યતાથી વર્તતી. આજકાલ તો કેટલાક શેઠીયાઓને ત્યાં ઘરના જુના નોકરો શેઠ શેઠાણીને પી ગયેલા હોય છે. કદાચ શેઠનું કહ્યું માને પણ શેઠાણીનો તો હિસાબ ગણુના નથી. આનું કારણ કે શેઠના બહાર ગયા પછી ઘરમાં નોકરો અને શેઠાણી હોય છે. શેઠાણીએ તેમની સાથે કેવી રીતે વર્તવું તે ન સમજવાથી સરખાપણાના ભાવથી વર્ત્તે છે. ઘણીવાર ચાકરો સાથે ઠઠ્ઠા મશ્કરી પણ કરે છે. કેટલીક વખતે પોતે શેઠાણી છે અને નોકરો સાથે કેવી રીતે વર્તવું તે ન સમજતાં ઘણીજ નરમાશથી અથવા તો પોતાના બરોબરીયા માણસ તરીકે વર્ત્તે છે. એકાદ વખત કહ્યું ન માને તો ચલાવી લે છે. આમ કરતાં કરતાં શેઠાણીનો હિસાબ તે નોકરો ગણતા નથી અને શેઠાણીનું કહ્યું માનતા નથી. જયાદેવી સમજતી હતી એટલે તે નોકર સાથે ખપ જેટલીજ વાત કરતી. પોતાનો ભારબોજ ખોઇ ન બેસાય તે માટે તે કાળજી રાખતી. નોકરોની સાથે સરખે સરખાની માફક ભળી જતી નહિ. કામ લેવામાં કંઇક કડક રહેતી, પણ તેમની ઉપર નોકર તરીકે માયા રાખતી. તેમને ખાવા પીવાનું સારી રીતે આપતી. આથી નોકરો તેનો બોલ પડતાં જ ઝીલી લેતા અને હંમેશાં કહ્યામાં રહેતા.

બપોરે જમી પરવારી હંમેશાં બે કલાક તો તે વાંચતીજ, તેમ તે સિવાયના વખતમાં તેનાથી બની શકે તેવું ભરવા ગુંથવાનું કાર્ય કરતી અને બીજી સ્ત્રીઓને શીખવાડતી. તેની સોબતથી શેઠાણી રેવાબાઈ પણ ભરવા ગુંથવાનું શીખી ગઈ હતી. એક ક્ષણ પણ તે નવરા બેસી રહેવામાં ગુમાવતી નહિ. ઘરના કામની સન્મુખરાયને કાંઇ પણ કાળજી રાખવી પડતી નહોતી. ઘરમાં કઇ વસ્તુ નથી તેની કાળજી સન્મુખરાયને નહોતી. તે તો માત્ર તેની દુકાનનુંજ કાર્ય કરતો. સાંજે ઘેર આવે અને જો કોઈ દુકાનનું કામ બાકી રહેતું તો તે ઘેર લાવતો. તેમાં પણ કાંઈ લખવા કરવાનું કાર્ય હોય તો તેમાં જયાદેવી સારી મદદ કરતી. સન્મુખરાયનાં કપડાં લત્તાંની વ્યવસ્થા જયાદેવી રાખતી. ઘરના ખર્ચ ખુટણનો હિસાબ પણ તેજ રાખતી. આમ આવક વધ્યા છતાં પણ ખર્ચ ઉડાઉ નહોતો. ખપ જેટલુંજ ખર્ચ કરતી. તેમ કંજુસ પણ નહોતી. કેટલાક માણસો છતે પૈસે ચીંથરેહાલ ફરવામાં મોટાઇ માને છે, કેટલાક પુષ્કળ કમાણી છતાં સુખે જમતા પણ નથી અને વસ્ત્ર તથા અન્નમાં પણ કૃપણતા કરે છે. તેવું જયાદેવી કરતી નહિ. પોતાની સ્થિતિ અનુસાર યોગ્ય ખર્ચ કરતી.

વળી કેટલાંક માણસો પૈસો કમાવામાંજ આખો દિવસ અને રાત મંડ્યાં રહે છે તેવું આ દમ્પતી કરતાં નહિ. તેઓ જાણતાં કે પૈસો એ ક્ષણીક છે. તે કમાવા પાછળ જીવન ગુમાવવું એ જીવનનો દુરુપયોગ છે. ખરૂં કર્તવ્ય તો સંસારમાં રહીને ઈશ્વર મેળવવા પ્રયત્ન કરવો એ છે. આથી તેઓ હંમેશાં સન્ધ્યા પૂજન અર્ચનાદિ કરતાં. દેવમંદિરે દર્શન કરવા પણ જતાં. છતાં પણ કેટલાક 'પ્રેમલા વૈષ્ણવ'ને નામે વગોવાય છે તેવાં તે જડબુદ્ધિનાં નહોતાં. અર્થના

તાત્પર્યને સમજી વર્તનારાં હતાં. સત્ય બોલવું, પ્રસન્ન રહેવું, કોઇની પણ હિંસા ન કરવી; કોઇનું પણ અસત્યથી મન ન દુભવવું, પૈસો મેળવવા માટે જુઠ પ્રપંચ ન કરવા એ તે સારી રીતે સમજતાં અને તે પ્રમાણે વર્તતાં. જયાદેવી હંમેશાં પતિનું પુજન કરતી. પતિના ઉઠયા પહેલાં ઉઠતી, પતિના જમ્યા પછી જમતી અને સુતા પછી સુતી. તે દરેક રીતે પતિના વિચારને અનુકુળ વર્તતી. કોઈ પણ કાર્ય પતિની સલાહ લીધા વગર કરતી નહિ. તેમ છતાં પણ તે સ્વતંત્ર હતી. તેને તેનો પતિ પોતાની અર્ધાંગના તરીકે ગણતો. આજકાલ લોકો કહે છે કે પતિનું કહ્યું માની, પતિની આજ્ઞામાં રહેનાર સ્ત્રીઓને ગુલામી ભોગવવી પડે છે, પણ તે ખોટું છે. પતિ અને પત્ની એકરૂપ બની ગયાં હતાં. બંનેની ઇચ્છા એકજ થતી. તેમનાં શરીર, મન અને આત્મા એક બની ગયાં હતાં. માત્ર દેખાવનીજ જુદાઇ હતી.

જયાદેવીના સંસર્ગથી હઠીલી અને શેઠને પજવનારી શેઠાણી રેવાબાઇ પણ સુધરી ગઈ હતી. ઉપદેશથી માણસો જેટલાં સુધરતાં નથી તેટલાં વર્તનના અનુકરણથી સુધરે છે તેમ ઘણા સહવાસથી જયાદેવીની વર્તણુંકનું અનુકરણ કરવાની શેઠાણીને ઇચ્છા થઇ હતી. તેને જયાદેવીના વર્તન ઉપર પ્રેમ થયો હતો. તે ધારતી કે મારે જયાદેવી જેવું થવું. ધીમે ધીમે તેનામાં જયાદેવીના ગુણો ઉતરી આવ્યા હતા. હવે શેઠ શેઠાણીની વર્તણુકથી સુખી થયાં હતાં.

આ પ્રમાણે આ બંને કુટુંબો સુખી થયા હતા. તેમના ઘરમાં કદી પણ કલેશ કે કંકાસ થતો નહિ. તેમને જ્યારે જોઇએ ત્યારે તે આનંદમાં જણાતાં.* પત્ની પતિની આજ્ઞાનું પાલન પ્રેમથી કરતી. પતિની આજ્ઞાનું પાલન કરવામાં પોતાને ધન ભાગ્ય માનતી. પતિ

પોતાની પત્નીના ઇચ્છાને હર્ષથી પાલન કરતા. પતિને જે ઇચ્છા થતી તેજ પત્નીને થતી. આ પ્રમાણે બન્ને દમ્પતીના વિચારો એક બીજાના સરખા જ આવતા. કદાચ કોઈ બાબત કોઈ કાર્યમાં મતભેદ પડતો તો તેથી કોઇ હઠ કરતું નહિ પણ તે ભેદ તરત ટળી જતો.

જયાદેવીના સંસર્ગથી અત્યારે શેઠાણી પણ પોતાના પતિની આજ્ઞાનું પાલન કરનારી અને પતિની સેવામાં આનંદ માનનારી બની હતી. ઈશ્વરે તેમના સામું જોયું. પૂરા દહાડા થતાં શેઠાણીને પુત્રીનો જન્મ થયો. તેમને પુત્રની આશા તો હતી પણ તે સર્વ ખેલ ઈશ્વરના ઘરનો છે એમ માની સંતોષ માન્યો. શેઠને આટલા વર્ષે પ્રજા થઇ તેથી હર્ષનો પાર રહ્યો નહોતો. શેઠાણી પણ પોતાને પ્રજા થવાથી પ્રસવની વેદનાનું દુઃખ ભૂલી ગઈ હતી. સન્મુખરાય અને જયાદેવીને પણ શેઠાણીને પ્રજા થવાથી આનંદ થયો હતો.

પુત્રી ત્રણેક મહીનાની થઇ હતી. તેને શેઠ શેઠાણી લાડથી રમાડતાં. તેમની ઇચ્છા તૃપ્ત થઇ હતી. તે હવે હંમેશાં આનંદમાં રહેતાં. શેઠ હવે ઘણું ખરૂં ઘેર જ રહેતા. દુકાનનું કામ સન્મુખરાય ચલાવી લેતા. શેઠાણીનું માન પણ વધી ગયું હતું તોપણ શેઠાણીને જયાદેવીએ જે શિક્ષણ આપ્યું હતું તે ભૂલી નહોતી. ઘણી સ્ત્રીઓ પતિને બીજી કે ત્રીજીવારની હોય છે અને પતિ વૃદ્ધ હોય છે તે વખતે જો તેમને પ્રજા થાય છે તો પોતાના ધણીને સતાવવામાં બાકી રાખતી નથી. તેમ તેને વારંવાર ધમકાવે છે. અને જો કોઇ કામ બતાવે તો કહે છે કે: " હું તે શું કરૂં, મરૂં, આ છોકરાનું કરૂં કે તમારૂં કરૂં." આવું કહી છણુકા કરવા પણ ચૂકતી નથી. આવી સ્ત્રીઓ નીંદાને પાત્ર છે. શેઠાણી હતી તો તેવી જ પણ જયાદેવીની સોબતથી સુધરી ગઈ હતી.

આ વખતે જયાદેવીને પણ પુત્રનો પ્રસવ થયો. આટલું દુઃખ ભોગવ્યા પછી સુખનો વારો આવ્યો તે વખતે ઈશ્વરે પુત્રને આપી વધુ સુખી બનાવવાથી બંને દમ્પતી ઇશ્વરનો ઉપકાર માનવા લાગ્યાં. આવી રીતે આ બંને કુટુમ્બોમાં પ્રજા થઇ. હવે જયાદેવી અને શેઠાણીનો ઘણો સમય બચ્ચાંનું લાલન પાલન કરવામાં જતો. બાળકોને કેવી રીતે ઉછેરવાં તે જ્ઞાન જયાદેવીને હતું, તેથી તે બાળકની બરોબર કાળજી રાખતી, તેમ શેઠાણી પણ કાળજી રાખતી. બંને બાળકો ઉછરી મોટાં થયાં.

શેઠનો વિચાર સન્મુખરાયના પુત્ર જોડે પોતાની પુત્રીનું સગપણ કરવાનો થયો હતો. બંને એક જ નાતના હોવાથી કંઈ અડચણ તો હતી જ નહિ. વળી તેમનો સ્વભાવ પણ સારો એટલે છોકરી પણ સુખી થાય એવી ઇચ્છા હતી. તેણે શેઠાણીને વાત કરી અને શેઠાણી તો રાજી જ હતી. આ વાત તેમણે મનમાં રાખી અને યોગ્ય ઉમ્મરે આ બંનેનો વિવાહ કરવો એવો વિચાર કર્યો.

સન્મુખરાયે દુકાનની ઉપજ ઘણી સારી વધારી હતી. તેની આવકમાંથી તેણે બીજા કેટલાક સ્વતંત્ર ધંધા શરૂ કર્યા હતા. એક બે નવી મીલો નીકળેલી તેમાં ડાયરેકટર બની સારા શેરો ખરીદી ભાગ રાખી લીધો હતો. તેથી તે મીલો કમાતી થતાં તેમાંથી પણ આવક સારી આવતી હતી. ઈશ્વર જ્યારે આપવા બેસે છે ત્યારે ઢગલે આપે છે અને લેવા બેસે છે ત્યારે વાર પણ લાગતી નથી એ વાત જુઠી નથી. સન્મુખરાયને દુઃખ પડવામાં પણ બાકી રહી નહોતી. પૂર્વ સંસ્કારાનુસાર દુઃખ ભોગવી છુટતાં અત્યારે સુખનો વારો આવ્યો તો દરેક પ્રકારનું સુખ મળવા લાગ્યું. ધન દોલત પણ સારી એકઠી થઇ. આબરૂ પણ વધી અને પુત્ર પણ થયો. અત્યાર

સુધી સન્મુખરાયને બીજાનો આશ્રય લેવો પડયો હતો અત્યારે તેનો આશ્રય ઘણાને લેવો પડે છે. તેનું જીવન સુખી, સંતોષી અને આનંદી હતું. જયાદેવી પણ તેને અનુકુળ મળી હતી. બંને પોતપત્ની હમેશાં આનંદમાં મસ્ત રહેતાં. છતાં પણ આટલા બધા ઐશ્વર્યથી અભીમાની બની ગયાં નહોતાં. પોતાનાથી હલકા માણસો કે નિર્ધન માણસો પ્રત્યે તુચ્છભાવ રાખતાં નહોતાં.

તેમનામાં દયા ઘણી જ હતી. તેઓ દાન પણ ઘણું જ કરતાં. અન્યનું જીવન સુખી કરવા રાત દિવસ યત્ન કરતાં. કોઇ પણ દુઃખી મનુષ્યને માત્ર પૈસાટકાનું દાન આપી બેસી રહેતાં નહિ પણ તેનું સમૂળગું દુઃખ દૂર કરવા યત્ન કરતાં. તેવી જ રીતે અપાત્રને દાન આપી ઉતેજન આપતાં નહિ. ભિખારી અને ઢોંગી જણાતાં માણસોને પોષતાં નહિ. તેઓ ભીખ માગતા મટે અને ઉદ્યોગી બને તેવો યત્ન કરતાં. આ પ્રમાણે પોતાના પૈસાનો સદ્વ્યય પણ કરતાં. ગરીબ માણસો ઉપર દયા રાખતાં. તેમની ગરીબાઈ મટાડવા અનેક ઉદ્યમે ચઢાવતાં. જેનાથી કામ ધંધો ન બની શકે તેવાં અપંગ અને વૃદ્ધ માણસો દુઃખી હોય તો તેમને અન્નવસ્ત્ર આપી સંતોષતાં. તે સમજતાં કે દ્રવ્ય મેળવવાથી લાભ નથી પણ તે દ્રવ્યનો સદ્વ્યય કરવો એટલું જ લાભકારક છે. આથી દ્રવ્ય કમાતાં તે પ્રમાણે પરોપકારાર્થે ખર્ચતાં પણ ખરાં.

અત્યાર સુધી ઘરમાં સ્ત્રીપુરુષ બેજણુ હતાં તે હવે પુત્રની પ્રાપ્તિ થવાથી ત્રણ જણ થયાં. જયાદેવીને પુત્રનું લાલન પાલન કરવામાં હવે વખત જવા લાગ્યો. હવે આ દમ્પતીને સર્વ પ્રકારનું સુખ ઈશ્વરે આપ્યું હતું. તેમની મતિ સારી, વર્તન શુદ્ધ અને હૃદય પવિત્ર હોવાથી દુઃખમાંથી પણ અંતે સુખવારો આવ્યો.

# પ્રકરણ ૧૧ મું.

## સ્ત્રીઓએ બાળકોને કેવી રીતે ઉછેરવાં.

જયાદેવી પુત્રનું લાલન પાલન સારી રીતે કરતી હતી. તેમજ તેને નાનપણમાં ઉત્તમ સંસ્કારો પડે તે માટે યત્ન કરતી. તે જાણતી કે કુમળા ઝાડને જેમ વાળીએ છીએ તેમ વળે છે. તેજ ઝાડ મોટું થાય છે ત્યારે વાળતાં વળતું નથી પણ ભાગી જાય છે. તેવી જ રીતે નાના બાળકોમાં નાનપણમાં જેવા સંસ્કારો નાંખવામાં આવે છે તેવા નાંખી શકાય છે. તે જેટલું મોટી ઉમ્મરે નથી શીખી શકતું તેટલું નાની વયમાં શીખી શકે છે. નાના બાળકોને ઘણીવાર રડતાં છાનાં રાખવા માટે કેટલીક સ્ત્રીઓ " આ બાવો આવ્યો, આ હઉ આવ્યું, આ બિલાડી આવી. " આવું આવું કહી ભયની છાપ પાડે છે. નાનપણમાં જે છોકરાંને આવી રીતે બ્હીક પેસાડી દેવામાં આવે છે તે છોકરાં મોટાં થતાં જરા પણ બ્હાદુર થતાં નથી. સ્હેજસાજ બાબતમાં બ્હીવે છે. તેમને જેમાં ને તેમાં ભય જણાય છે. અને કોઈ પણ પ્રકારનું કામ નિર્ભય-પણે કરી શકતાં નથી.

ભય એવી કોઈ વસ્તુ જ નથી એવી છાપ છોકરાંને પાડવી જોઇએ. નાનપણમાં તેમને ડરાવવાં ન જોઇએ. રડતાં છાનાં રાખવા માટે કે પજવતાં હોય તો પજવે નહિ તે માટે તેમને વારંવાર બીક બતાવવી એ ભવિષ્યમાં તેમને બાયલા બનાવે છે. જયાદેવી આ સારી રીતે જાણતી હતી તેથી તે પોતાના પુત્રને નાનપણમાંથી જ

નિર્ભયતાના સંસ્કાર નાંખતી હતી. ભય એ શું છે તે તેનો પુત્ર જાણતો નહિ. હંમેશાં નિર્ભય પણ રહેતો. અંધારામાં જવું હોય તો બીજાં છોકરાં માફક રડતો નહિ પણ ખુશીથી જતો. તે રડતો હોય તો તેને બ્હીક બતાવી છાનો રાખવામાં આવતો નહિ, પણ રડાય જ નહિ એવા સંસ્કાર નાંખતી. તેના ઘરમાં કોઈ દિવસ પતિ પત્નીની વચ્ચે ખટપટ કે કંકાશ થતો નહિ. તેઓ આનંદી રહેતાં, તેમનું જોઈ છોકરો પણ આનંદી બન્યો હતો.

નાનાં છોકરાંને બને તેટલી હસવા રમવાની ટેવ પાડવી. તેને જે કાંઇ શીખવવું હોય તો તે રમત તરીકે શીખવવું. તેના મન ઉપર બોજો લાગે તેમ પરાણે શીખવવા જતાં તે કંટાળી જાય છે. અને તે શીખતો નથી. તેના ઉપર પ્રેમ રાખવો. પ્રેમથી દરેક સંસ્કાર બાળકનામાં નાંખી શકાય છે. છોકરાંની પાસે પ્રેમથી જેટલું કામ લેવું હોય તેટલું લેઇ શકાય છે. આજે તો ઘણાં માબાપો છોકરાંને કહ્યાગરાં કરવા માટે સોટીનો ઉપયોગ કરે છે, અને તેમને મારના ભયના સંસ્કારો તો ગળથુથીમાંથી જ પવાય છે. આ છોકરાં ભલે મારના બીકથી કંઇ કામ કરે કે માબાપનું કહ્યું માને પણ તે ઉપરચોટીયું સમજવું. છોકરાંને વારંવાર માર માર કરવાથી પછી નઠોર થઇ જાય છે. અને તેજ છોકરાં પછી માર ખાવા છતાં પણ કહ્યું માનતાં નથી. છોકરાંને તો નાનપણમાંથી જ પ્રેમથી વશ કરી લેવાં. પોતાના માબાપની પ્રીતિ પોતાના ઉપર જળવાઈ રહે તે માટે છોકરાં તેમનો હુકમ માને એમ કરવું. જયાદેવી આ સારી રીતે સમજતી હતી તેથી તેણે નાનપણમાંથી જ પોતાના પુત્રને સ્નેહથી વશ કરી દીધો હતો, તેના ઉપર બાળકની પણ તેવી જ પ્રીતિ હતી. તેને કદાપી પણ રડવા માટે કે પોતાનું કહ્યું ન કરવા

માટે મારતી નહિ. મારથી છોકરાંને વશ કરવાનું તો તે શીખી જ નહોતી.

કેટલીકવાર છોકરાં હઠીલાં બની જાય છે. કોઈ વસ્તુ લેવાની હઠ કરે છે અને જો તેની હઠ પૂરી કરવામાં નથી આવતી તો રડે છે, અને તે રડવાની ટેવ તો નાનાં છોકરાંને નાનપણમાંથી જ પડે છે. તેના રડવાની બીક રાખી જો આપણે તેની હઠ પૂરી કરીએ છીએ તો તે પછી વધારે હઠીલું બને છે. નાનપણમાં લાડમાં માબાપ–છોકરાંની હઠને ઉત્તેજન આપે છે પણ ભવિષ્યમાં તે હઠ દુર્ગુણનું રૂપ લઇ તે છોકરાંને બગાડે છે. માટે નાનાં છોકરાંની હઠને ઉત્તેજન આપવું નહિ. ભલે તે રડે તેની ચિંતા નહિ. તે જાણશે કે રડવાથી કાંઈ વળતું નથી તો પછી રડવાનું છોડી દેશે અને હઠનો પણ ત્યાગ કરશે. જયાદેવી પોતાનો પુત્ર હઠીલો ન થાય તેને માટે ચોકસ કાળજી રાખતી. નાનાં છોકરાંને જે દીઠું તે લેવાનું મન થાય અને તે ન લઇ આપીએ તો રડવા માંડે, તેને રડતું છાનું રાખવા માટે તે વસ્તુ જો એક વખત લઈ આપીએ તો તે છોકરૂં વધુ હઠીલું બને છે. ને પછી હંમેશાં આડાઇ કરે છે. કેટલીકવાર આવાં આડાં છોકરાંને ધમકાવી, માર મારી છાનાં રાખવામાં આવે છે. આ વસ્તુ જો ફરી માગીશ તો માર પડશે. આવી બીક બતાવી તેમને છાનાં રાખવામાં આવે છે પણ તેથી છોકરાં હઠને છોડતાં નથી. ભલે મારની બીકથી તે વખતે છાનાં રહે પણ તે હઠની સાથે બીકણ બનતાં જાય છે.

જયાદેવી પોતાનો પુત્ર આવો હઠીલો ન બને તેમ બીકણ પણ ન બને તેની કાળજી રાખતી. તે પોતાના પુત્રને કદી કોઇ વસ્તુ લેવાની આડાઇ કરે તો મારતી નહિ તેમ તેની હઠને પોષવા તે વસ્તુ

કાંઇ આપતી પણ નહિ. ભલે તેથી રડે તો રડવા દેતી. આમ એક બે વાર રડવા છતાં તેણે જ્યારે તેની હઠને ઉતેજન ન આપ્યું ત્યારે તે છોકરે જાણ્યું કે રડવાથી કશું વળતું નથી. એટલે પછી તે રડવાનું ભુલી ગયો, તેમ હઠ કરવાનું પણ ભૂલી ગયો. આવાં હઠીલાં છોકરાંની હઠ છોડાવવા તેને મારવાં એ તેની પોતાના ઉપરની પ્રીતિ ઓછી કરવા તુલ્ય છે. છોકરાંને મારવાથી કે ધમકાવવાથી તેની માબાપ ઉપરની પ્રીતિ ધીમે ધીમે ઓછી થતી જાય છે અને તેથી ભવિષ્યમાં ઘણીવાર તે છોકરાં માબાપની સામે થાય છે. માટે જેમ બને તેમ નાનાં બાળકોને બીકથી નહિ પણ પ્રેમથી વશ કરી કહ્યાગરાં બનાવવાં જોઇએ. તેમનામાં એવા સંસ્કારો પાડવા કે વખતે હઠ કરવાથી, કે રડવાથી માબાપની પ્રીતિ ઓછી તો નહિ થાય એવું તેમના મનમાં ઠસવું જોઇએ. તેમને હઠ કરતાં માબાપના પ્રેમની કિંમત વધુ હોવી જોઇએ.

નાનાં છોકરાંને બોધ કે ઉપદેશ આપી કાંઇ પણ શીખવી શકાતું નથી. તેને તો વર્તનથી જ શીખવી શકાય છે. નાનું બાળક તેના માબાપના ગુણનું અનુકરણ કરનાર હોય છે. જો માબાપ સત્ય બોલનાર અને પ્રસન્નતામાં રહેતાં હોય તો તેનાં છોકરાં પણ તેમનું અનુકરણ કરી સત્ય બોલતાં શીખે છે અને આખો દિવસ પ્રસન્ન રહે છે. ઘણાં સ્ત્રી પુરુષો પરસ્પર કંકાસ કરનારાં હોય છે. પતિ પત્નીને ધરકીયાં કરનાર ને મારનાર હોય છે, તેમ પત્ની હઠીલી અને પતિને છણકા છાકોટા કરી મોં ચઢાવી દિવસમાં બે ત્રણવાર રડી ક્લેશ કરનાર હોય છે. આવાં કલેશી માબાપનાં છોકરાંને નાનપણમાંથી જ આવા સંસ્કારો પડે છે અને તે કલેશી, રડકણાં અને હઠીલાં બને છે. છોકરાંને સુધારવાની ખાતર પણ માબાપે આનંદી

થવાની જરૂર છે. જયાદેવી અને સન્મુખરાય તો આનંદી જ હતાં, તેઓ હંમેશાં પ્રસન્ન રહેતાં. એક બીજા સાથે પ્રેમથી વર્તતાં. સત્યનું પાલન કરતાં. જુઠું તો બોલાય જ નહિ એમ માનનારાં હતાં તેથી તેમના આ સંસ્કારો તેમના પુત્રમાં ઉતરવા માંડયા.

શેઠાણી પણ જયાદેવીના સહવાસથી હવે સુધરી ગઈ હતી. તે પણ હવે પહેલાં જેવી રહી નહોતી. હંમેશાં આનંદમાં રહેતી. પતિની સેવામાં તત્પર રહેતી. પુત્રીને ઉછેરવામાં કાળજી રાખતી. જયાદેવી વારંવાર છોકરાંને શી રીતે ઉછેરવાં તે સંબંધી વાતો કરતી. તે સાંભળી શેઠાણી પણ તે પ્રમાણે વર્તતી. તેથી તેની પુત્રીમાં પણ શુભ સંસ્કારો પડવા લાગ્યા. છોકરાંને અક્ષરમાળાનું જ્ઞાન તો તેમણે રમત રમતમાં આપવા માંડયું. ઘરમાંની ખુરશીઓ ગણાવે, ટેબલ ગણાવે, કબાટ ગણાવે એવી રીતે પ્રત્યક્ષ વસ્તુઓથી રમતમાં અને રમતમાં શીખવવા માંડયું હતું. તેમને ભણાવવામાં પણ રમતને ભેળવી દીધી હતી. તેથી જેમ આજકાલનાં છોકરાંને ભણવું એ બોજારૂપ સમજાય છે તેમ તે છોકરાંને સમજાતું નહિ. તેઓ તો ભણવું એને પણ રમત સમજતાં હતાં.

નાનાં બાળકો ઘણીવાર માંદાં પડે છે. તે વખતે અજાણી સ્ત્રીઓ શું ઉપચારો કરવા તે ન સમજવાથી ઘણીવાર છોકરાં વરાધ વિગેરેના વ્યાધિથી નાનપણમાં ગુજરી જાય છે. દરેક સ્ત્રીએ બાળકોની દવા જાણવી જોઇએ. બાળક ઘણીવાર ચુંકાતું હોય છે તો રડે છે, ઘણી વાર બંધકોશથી રડે છે. તે પણ તેની માએ સમજવું જોઇએ અને તેને જો ચુંકાતું હોય કે બંધકોશ થયો હોય કે જેને પેટમાં ભાર થયો છે એમ કહે છે તેને માટે મોટી હરડે ઘસીને પાવી અથવા તો ચોખું દીવેલ એક બે ચમચી પાવું. તેથી બાળકોના વ્યાધિ મટે છે.

આકરો જુલાબ નાનાં છોકરાંને આપવો નહિ. કેટલીક અણુસમજુ સ્ત્રીઓ નાનાં છોકરાંને નાનપણમાંથી અફીણ ખવરાવવાની ટેવ પાડે છે પણ તે ઘણું જ નુકશાન કરનાર હોય છે. છોકરાં રડ રડ ન કરે તે માટે અફીણ ખવરાવવું કે બાળાગોળી આપવી એ છોકરાંના આરોગ્યને નુકસાન કરનાર છે. માટે કોઇ પણ સ્ત્રીઓએ પોતાનાં છોકરાંને નાનપણમાં અફીણ ખવરાવવું નહિ કે બાળાગોળી આપવી નહિ. બનતા સુધી છોકરૂં માંદું થાય તો તેના ઘેર જ ઉપચારો કરવા. ઘેર ન સમજણ પડે તો ઉંટવૈદું ન કરતાં કોઈ સારા વૈદ્યની સલાહ લઈ ઉપાયો કરવા.*

ઘણીવાર અફીણ ખવરાવનાર સ્ત્રીઓને હાથે જરા વધારે અફીણ અપાઇ જવાથી બાળક મરી જાય છે. અને એવા દાખલા પણ ઘણા બન્યા છે. માટે નાનાં બાળકોને નાનપણમાં આવી ઝેરી દવાઓ આપવી નહિ. તેથી તે બાળકને ભવિષ્યમાં નુકશાન થાય છે.

જયાદેવી પોતાના બાળકને સ્હવારમાં કોઈ પણ જાતની દવા આપતી નહિ. તેને અફીણની જરૂર પડતી નહિ. તે સમજતી કે તે ઝેર છે માટે ન અપાય. છોકરાંને નાનપણમાં અનાજ જેમ ન ખવ-

---

* નાનાં બાળકોના રોગો શી રીતે મટાડવા તેને માટે અમારૂં વૈદ્ય યાને વૈદ્યક ભાગ ૧ અને ભાગ ૨ જુઓ કીં. રૂ. ૧ાા તેમાં બાળકોના ઘરઘરાઉ ઉપાયો આપ્યા છે.

રાવાય તેમ સારૂં. તેને માતાના ધાવણથી જ પોષવો જોઇએ. છતાં માનું ધાવણ પૂરૂં ન આવતું હોય તો ગાયનું દુધ પાણી મેળવી ઉનું કરી પાવું જોઇએ. બાળકોને ગાયનું દુધ જેટલું માફક આવે છે તેટલું બીજું દુધ માફક આવતું નથી. ભેંસનું દુધ નાનાં બાળકોને પાવું ન જોઇએ. ખરૂં કહીએ તો ગાયના દુધમાં ઘણા જ ગુણો રહેલા છે તેટલા ગુણ ભેંસના દુધમાં નથી. જે છોકરાંને નાનપણમાં ગાયનું દુધ આપવામાં આવે છે તે નીરોગી અને હૃષ્ટપુષ્ટ થાય છે. શીતળાની રસી ગાયના આંચળમાંથી લઇ બનાવવામાં આવે છે, એથી એવું કહેવાય છે કે જે નાનાં છોકરાંને નાનપણથી ગાયનું દુધ પાવામાં આવે છે તેમને બળીયા નીકળતા નથી.

બાળકોને ઉછેરવા અને સંભાળવાની માને વધુ કાળજી રાખવાની જરૂર છે. તેનામાં જેટલા સંસ્કારો બાપના નથી પડતા તેટલા માના પડે છે. સ્ત્રીઓને સુધારવાથી તેનાં બાળકો પણ સુધરે છે. ઉન્નતિનું મૂળ સ્ત્રીઓ છે. જો આપણે આપણાં બાળકોને ભવિષ્યમાં મહાન પુરુષ થઈ શકે તેવાં બનાવવાં હોય તો સ્ત્રીઓને સુધારવા યત્ન કરવો જોઇએ. સ્ત્રીઓના અજ્ઞાનથી પ્રજા અજ્ઞાન બને છે. માના ખોળામાંથી જ છોકરૂં શીક્ષણ લે છે. ચોવીસે કલાક માના સહવાસમાં રહેવાથી તેનામાં માના ગુણો ઘણા ઉતરી આવે છે. સ્ત્રીઓએ પણ પોતાની પ્રજા ભવિષ્યમાં ઉન્નત બને તે માટે નાનપણથી નાની નાની બાબતોને પણ લક્ષમાં લઈ પોતાના પુત્રને સારા સંસ્કારો આપવા.

બાળકોને કહ્યાગરાં અને વિવેકી બનાવવા માટે સ્ત્રીઓએ પોતાના પતિની આજ્ઞા માનનારાં થવું જોઇએ. વિવેકી બનવું જોઇએ. નાના છોકરા પ્રત્યે બેદરકારી રાખવી નહિ. તેને સ્વતંત્ર પણ હરવા

ફરવાની ટેવ પાડવી છતાં પણ તે જાણે નહિ તેવી રીતે દેખરેખ રાખ્યાં કરવી. બાળક સંકોચવાળું ન બને, બીજાથી દબાઇ ન જાય તેવું થાય તેને માટે કાળજી રાખવી જોઇએ. તેની અંતરની ઇચ્છાને દબાવી ન નાંખવી. બાળકોને નાનપણમાં જીજ્ઞાસા વૃત્તિ બહુ હોય છે તેને નવું નવું જાણવાની ઇચ્છાને તેના માબાપે પોષવી જોઇએ. તે જે પૂછે તેનો તે સમજી શકે તેવો સત્ય જવાબ આપવો જોઇએ. ઘણીવાર બાળકોના સવાલોને માબાપો ડબાવી દે છે. "તું શુ સમજે, હજુ તને સમજવાની વાર છે." આવું કહી તેની જાણવાની ઇચ્છાને ડબાવી દેવી એ મહાન પાપ છે. તે અઘરા વિષયો ન સમજી શકે તો તે પૂછે તેનો સ્હેલી ભાષામાં જવાબ આપવો જોઇએ.

ઘણી વાર છોકરૂં કાંઇ કામ કરવા જાય છે તો તેનાં માબાપ કહે છે કે "ભાઈ તારાથી એ ન બને, એ કામ તારાથી ન થાય." આવું કહી તેને નાનપણમાંથી નિર્બળ બનાવી દે છે. પણ તેની કામ કરવાની શક્તિને પોષતાં નથી. માણુસ દરેક કાર્ય કરવાને શક્તિમાન છે એવો જ મંત્ર બાળકોને ભણાવવો જોઇએ. ફલાણું કામ તો તારાથી થઈ જ શકે એમ કહેવું જોઇએ. છોકરાંને ઉત્સાહી બનાવવાં. કામ કરવામાં પણ સાહસી બને તેમ કરવું. દુઃખથી કે સંકટથી ભયભીત ન થઈ જાય તેવા સંસ્કારો નાનપણમાં જ નાખવા. જેમ છોકરૂં દાદરે ચઢવા જાય અને એકવાર પડી જાય છે, તેને વાગે છે છતાં પણ તે એમ માને છે કે બીજા માણુસો દાદરે ચઢે છે તો હું પણ ચઢી શકીશ જ. અને તેથી પડે છે છતાં ઊભુ થઈ ફરી ચઢવા જાય છે, તે જ્યારે ચઢે છે ત્યારે જ જંપે છે. આ રીતે બાળકોને નાનપણમાં જીજ્ઞાસા વધારે હોય છે. તેથી તેમને નાનપણમાં જેવા સંસ્કારો આપવામાં આવે છે તેવું તે ભવિષ્યમાં નીવડે છે.

જયાદેવી બાળકોના સંબંધી કાળજીવાળી હતી. તે પોતાના છોકરાને નાનપણમાં હઠીલું ન થવા દેવા માટે, હસતું રહે અને કલ્યાણ ગરૂં થાય તે માટે કાળજી રાખતી. શેઠાણીએ પણ તેની દેખાદેખીથી પુત્રીને કેળવવા માંડી. જ્યાં મા કેળવાયલી અને પોતાની ફરજ સમજનારી હોય છે ત્યાં બાળકો કેળવાય છે અને ભવિષ્યમાં મહાન બુદ્ધિશાળી બને છે. નેપોલીયન એક સામાન્ય મનુષ્યમાંથી આખા યુરોપખંડને ધ્રુજાવશે એની કોને ખબર હતી? તેને તેવો બનાવવામાં તેની મા જ કારણરૂપ હતું. તેને નાનપણમાંથી જ નિર્ભય બનાવી દીધો હતો, કશું પણ અશક્ય છે તે વાત તે માનતો નહિ. તે એમ માનતો કે "હું ધારૂં તે કરી શકું એવું મારામાં બળ છે." અને જ્યાં સુધી તેનામાં આ પ્રકારની શ્રદ્ધા રહી ત્યાં સુધી તેને વિજય મળ્યો હતો. તેવી જ રીતે એક સુમાતા ધારે તો પોતાના નાના બાળકોને પારણામાંથી નિર્ભયતાનું શિક્ષણ આપી શકે છે. દરેક કાર્ય કરી શકવાને તે સમર્થ છે, એને કશું અશક્ય નથી એવું શિક્ષણ આપી શકે છે. જયાદેવીએ પણ પોતાના બાળકને નાનપણમાંથી જ તેવું શિક્ષણ આપવા માંડયું હતું.

ઘણી સ્ત્રીઓ પ્રજા ઉત્પન્ન કરવામાં કુશળ હોય છે, ઘણી સ્ત્રીઓ પોતાને પ્રજા થાય તો સારૂં એવી ઇચ્છાવાળી હોય છે પણ તેમને પ્રજા થયા પછી તે પ્રજાને ઉછેરવા અને કેળવવાની દરકાર રહેતી નથી. તેનામાં કેવા સંસ્કારો નાંખવા તેનું તેમને ભાન હોતું નથી. પ્રજા તરફની પોતાની જવાબદારીનું જ્ઞાન ન હોવાથી ઘણી જગ્યાએ છોકરાં નાદાન થાય છે. છોકરાંને કેવું શિક્ષણ આપવું જોઇએ, તેના ઉપર શી રીતે દેખરેખ રાખવી તેનું કાંઇ જ્ઞાન તેમને હોતું નથી. ઘણીવાર માબાપ જાતે જ છોકરાંને ખોટી ટેવો પાડવામાં

સહાયભૂત થાય છે. કેટલાંક જુવાન માબાપોને પ્રજા થાય છે ત્યારે તેને લાડમાં ઉછેરે છે. અતીશય લાડમાં તે છોકરૂં હઠીલું અને ખર્ચાળ બને છે. અને પૈસો ખર્ચવાનો ન મળતાં છાનું માનું માબાપના ખીસ્સામાંથી છાનામાના પૈસા કાઢી તેનો ઉપયોગ કરે છે. આવી બુરી ટેવ નાનપણમાં છોકરાંને પડતાં તે પછી મોટી ચોરીઓ કરતાં શીખે છે. આવી ચોરી કરનાર છોકરાંને નાનું છોકરૂં જાણી એક બે વખત માબાપ હોય, એ કાંઈ સમજે છે, કરી આંખ આડા કાન કરે છે, તો પછી તે છોકરાંને તેની ટેવ પડી જાય છે તે ભવિષ્યમાં છુટતી નથી. માટે માબાપે આવી પ્રજા ન થાય તેને માટે કાળજી રાખવી જોઇએ.

ઘણીવાર છોકરાંને માબાપ લાડમાં ગમે તેમ મોંઢે ચઢાવે છે મા લાડમાં અને હસ્યા મશ્કરીમાં છોકરાને કહેશે કે: "તારા બાપને આ સોટી માર, તારા બાપને ગાળ ભાંડ," આથી છોકરૂં મારવા જાય છે અને મારે છે પણ ખરૂં. તેવી જ રીતે બાપ તે છોકરાને "તારી માને ગાળ ભાંડ જોઇએ," આવું કહી ઉંધુ શિક્ષણ આપે છે. પરિણામ એ આવે છે કે તેવા માબાપનાં છોકરાં ભવિષ્યમાં પછી પોતાની મા અને બાપના સામાં થતાં શીખે છે અને મારે છે પણ ખરાં. માટે છોકરાંને આવું શીખવાડવું ન જોઇએ, તેને બદલે માબાપ પ્રતિ પુજ્યભાવ રાખતાં શીખવવું. માએ બાપની પૂજા કરતાં, બાપને દંડવત્ કરતાં છોકરાંને શિખવવું તેવીજ રીતે બાપે પણ તેની માને દંડવત્ કરવાનું ને કહ્યું માનવાનું શિખવવું. માબાપનું કહ્યું માનવું જ જોઇએ એવી છાપ છોકરાંના મનમાં પાડવી જોઇએ.

જયાદેવીએ તેવું જ શિક્ષણ આપ્યું હતું. તેનો પુત્ર મોટો થતાં સ્હવારમાં ઉઠે તેવો પોતાના મા અને બાપને પાંચ પાંચ દંડવત્ કરી પગે લાગતો. માબાપનું કહ્યું કરવું જ જોઇએ એમ માનતો

અને તે પ્રેમથી–ઉમંગથી કહ્યું માનતો. શેઠાણીએ પણ પુત્રીને કહ્યા-ગરી બનાવી હતી. તે છોકરાં હંમેશાં માબાપની આજ્ઞામાં રહેનારાં નીવડયાં હતાં. કોઇ રીતની હઠ લેતાં નહિ. મોટી ઉમ્મરે ભણવામાં પણ હોંશીયાર નીવડયાં હતાં. તેમને ઘેર તેમની મા જ વધુ શિક્ષણ આપતી તી. આ પ્રમાણે જયાદેવીએ પોતાના પુત્રને ઉછેરવામાં અને તેને કેળવવામાં કાળજી રાખવા માંડી. ઘણીવાર શેઠાણીને પણ શીખામણ આપતી. ઘણીવાર છોકરાં અસત્ય બોલી જાય છે. અને તે બીકથી પોતે કરેલા કોઈ કાર્યથી માબાપ પોતાને મારશે એવી બીકથી તે કાર્ય પોતે કર્યું નથી એવું જુઠું બોલે છે. અને આમ ધીમે ધીમે જુઠું બોલવાનો અભ્યાસ પડતાં છોકરાને જુઠું બોલ-વાની ટેવ પડી જાય છે તે છુટતી નથી. ભયથી ઘણા દુર્ગુણો ઉત્પન્ન થાય છે. માબાપે છોકરાંને ભય બતાવી કહ્યાગરાં કરવા મથવું નહિ. એકવાર છોકરાથી કંઈ ભૂલ થઇ ગઇ હોય અને તેને પૂછતાં તે સાચેસાચું કહી દે તો તેની તે ભૂલની ક્ષમા આપવી અને હવે પછી તે ભૂલ ન કરવા કહેવું. પણ તે સાચું બોલે તો તેને ઉત્તેજન આપવા સાબાશી આપવી. આમ ભલે કદાચ નુકશાન થાય તેની ચિંતા નહિ પણ તેથી છોકરૂં બીક ભૂલી જશે અને સત્ય વાત કહેતાં શીખશે.

જયાદેવીએ પોતાના પુત્રને સત્ય બોલવાનું શિક્ષણ આપ્યું હતું, જેમ નાનપણમાં બ્રાહ્મણના છોકરાને એવા સંસ્કાર નાંખ્યા હોય છે કે: "પાટીદારનું ખવાય નહિ, વાણીયાનું ખવાય નહિ, બ્રાહ્મણનું જ ખવાય." તો તે બાળક મોટું થતાં ભૂલેચૂકે પણ પાટીદાર કે વાણીયાનું ખાતું નથી અને ધર્મ મર્યાદા સાચવે છે. તેમ જો તેને 'સાચું જ બોલવું, જુઠું તો આપણાથી બોલાય જ નહિ' તો તે ભાગ્યે જ જુઠું

બોલે છે. બાળકને જેવું કરવું હોય તેવા સંસ્કાર તેને નાનપણમાંથી જ આપવા જોઇએ. બાળક જેટલું પાંચ વર્ષમાં શીખી શકે છે તેટલું જન્મભરમાં શીખી શકતું નથી.

કેટલાંક બાળકો મોટી ઉમ્મરે પોતાને કે પોતાનાં માબાપને માટે પૈ ખર્ચતાં મરી જાય છે અને દેવ દેવળમાં હજારો રૂપીઆ ખર્ચે છે. તેમને પોતાનાં માબાપની સેવા કરવી જોઇએ તેની ખબર હોતી નથી. ખરી રીતે જન્મ આપનાર માતાપિતાની સેવા કરવી એ સુપુત્રને માટે મોક્ષનું દ્વાર છે. આ બધું શિક્ષણ તેને તેની માતા નાનપણમાં આપી શકે છે.

જયાદેવીએ આ બધું પોતાની નાની વયમાં પોતાની માતા પાસે શિક્ષણ મેળવેલું તે અત્યારે તેને ઉપયોગમાં આવી ગયું. ઘણી વખતે શરમાળપણાને લીધે બાળકોને એવું શિક્ષણ આપવામાં આવતું નથી. પણ માની ફરજ છે કે તેણે પોતાની પુત્રીને તેમ જ પુત્રને નાનપણમાંથી જ સારા સંસ્કારો સ્થાપી સારી શિખામણ આપવી જોઇએ. આ પ્રમાણે બાળકની કાલીઘેલી બોલી સાંભળી, તેને રમાડી જયાદેવી અને સન્મુખરાયે આનંદ મેળવવા માંડયો.



# પ્રકરણ ૧૨ મું.

## મહાપુરૂષનો સમાગમ.

જયાદેવી અને સન્મુખરાય હવે આનંદમાં રહેવા લાગ્યા. તેમને સર્વ પ્રકારનુ સુખ મળ્યું હતું. પૈસોટકો, વૈભવ અને પુત્રની પણ પ્રાપ્તિ થઇ હતી. વ્યવહારિક તમામ પદાર્થો મળી ગયા હતા. તેઓ માત્ર વ્યવહારના પદાર્થો મેળવવામાં જ તત્પર રહેતાં એટલું નહિ પણ સાથે સાથે ઇશ્વરનું પૂજન અર્ચન કરતાં પોતાને ત્યાં દેવસેવા રાખતાં. સન્મુખરાય હમેંશાં ચાર વાગે ઉઠી સ્નાનાદિથી પરવારી સન્ધ્યા પૂજન કરતો. ગાયત્રીના મંત્ર જપતો. તેની સાથે જયાદેવી પણ માળા લઇ બેસતી. આ દમ્પતી જાણતાં કે ધન કમાવું એ કાંઇ મનુષ્યનું ખરૂં કર્તવ્ય નથી. તેની સાથે સાથે આપણા સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવું એ જ ખરૂં કર્તવ્ય છે, આ મનુષ્ય જન્મ મળ્યો છે. એવા તો આપણા કેટલાય જન્મો થઇ ગયા હશે. મનુષ્ય તરીકે જન્મવું, પચાસ સાઠ કે સો વર્ષ જીવવું, તેટલા વખત માટે વ્યવહારના પદાર્થો મેળવવા માટે હાયવલાગી કરવી, સ્ત્રી પુત્રાદિમાં મમત્વને બાંધવું અને આયુષ્ય પૂરૂં થતાં તે સવ અહિં મૂકીને ચાલ્યા જવું એમ ઘટમાળ તો ચાલ્યાં જ કરે છે.

મનુષ્યજન્મ મળ્યા પછી તેમાં એવું શું કર્તવ્ય કરવાનું રહેલું છે કે જેથી આ વ્યવહાર એ સત્ય નથી પણ પરમાર્થનાં સાધનો મેળવવાં એ સત્ય છે તેનો અનુભવ થાય એ મનુષ્યોએ શોધી કાઢવું જોઇએ. સન્મુખરાય અને જયાદેવી બંને વ્યવહારને ગૌણ ગણતાં.

પણ પોતાનું ખરૂં કર્તવ્ય તો સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવું એ છે અને એને માટે પ્રયત્ન સેવવો જરૂરનો છે. વ્યવહારિક જ્ઞાન મેળવવા માટે ગુરુની જરૂર હોય છે. છોકરાંને નાનપણમાં ભણાવા માટે નિશાળમાં મોકલવાં પડે છે ત્યાં મહેતાજી તેને ભણાવે છે. ત્યારપછી વ્યવહારમાં જોડાતાં પણ તેને અનુભવી ગુરુની પાસે વેપારરોજગારનુ જ્ઞાન પ્રાપ્ત કરવાનું હોય છે. તેમાં પણ અભ્યાસની અને ગુરુની જરૂર પડે છે તો પરમાર્થનું જ્ઞાન મેળવવા માટે પણ ગુરુની આવશ્યકતા હોવીજ જોઇએ. આપણે જે વસ્તુ જોઇએ છીએ તેવા વ્યાવહારિક પદાર્થોને મેળવવા ગુરુની પાસે જ્ઞાન પ્રાપ્ત કરવું પડે છે તો જે વસ્તુ પ્રત્યક્ષ જોઈ નથી, જેનો આપણને અનુભવ નથી તેનું જ્ઞાન ગુરુ વગર કેમ મળી શકે? રત્નમુખરાય તે જાણતો હતો અને તેથી તેણે આ વિદ્યા પ્રાપ્ત કરવા માટે કોઇ અનુભવી મહાપુરુષની શોધ કરવા માંડી.

કહ્યું છે કે: "ગુરુવગર જ્ઞાન નહિ," તે ખોટું નથી. કોઇ પણ વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ગુરુની જરૂર છે, કેટલાક માણસો પુસ્તકો ઉપરથી શીખવા પ્રયત્ન કરે છે પણ તે મિથ્યા છે. વાંચવાથી પ્રત્યક્ષ જ્ઞાન થતું નથી. જેમ રસોઈ આમ બનાવવી એમ પાકશાસ્ત્રમાં લખેલું વાંચ્યા છતાં પણ તેનાથી અનુભવી રસોઇઆ જેવી રસોઇ બની શકતી નથી તેમ ગુરુવગર પુસ્તકો વાંચ્યાથી કોઈ પણ કાર્ય આવડતું નથી. વિદ્યા ગુરુ પાસેથી જ મળી શકે છે. વૈદું શીખવું હોય તો પુસ્તક વાંચીને શીખી શકાતું નથી પણ પ્રયોગ કરનાર વૈદ્ય પાસેથી જ શીખી શકાય છે. દરેક વિદ્યા પ્રાપ્ત કરવાને માટે ગુરુની આવશ્યકતા છે. તેમ ઈશ્વર સંબંધી વિદ્યા પણ ઉપનિષદ કે પંચદશી વાંચવાથી આવડતી નથી પણ ગુરુ પાસેથી લેવાની જરૂર છે.

સદ્ગુરુ, ઈશ્વરને મેળવવાનો આપણા અધિકાર અનુસાર માર્ગ બતાવે છે. સામાન્ય પ્રકારે દેવસેવા કરવાથી કે મંદીરમાં જઈ દેવનાં દર્શન કરી આવવાથી બ્રહ્મના સ્વરૂપનું જ્ઞાન થતું નથી. જેમણે ઈશ્વર સંબંધી જ્ઞાન મેળવવું હોય તેમણે તો જરૂર સદ્ગુરુને પ્રાપ્ત કરવાજ જોઈએ. આપણાં શાસ્ત્રો કહે છે કે: "ગુરુ વગર જ્ઞાન નહિ." તે સાચું છે. આપણાં ધર્મશાસ્ત્રોમાં તો મૂળથી જ ગુરુની આવશ્યકતા માની છે. યથાર્થ તત્ત્વવિદ્ ગુરુ કે જેમણે બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો હોય છે તેજ પોતાના શિષ્યને તેનો માર્ગ બતાવે છે. તે માર્ગે પ્રયત્ન કરવાથી ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે. આ માર્ગોનું પ્રતિપાદન શાસ્ત્રોમાં કરેલું હોય છે. પણ તેની કુંચી તો સદ્ગુરુ પાસે જ હોય છે. આથી સન્મુખરાય કોઈ મહાપુરુષની શોધમાં હતો. તે ધારતો કે મનુષ્યનું કર્તવ્ય પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર કરવો એજ છે. તેનું જ્ઞાન જ્યાં સુધી મનુષ્યને થતું નથી ત્યાં સુધી જન્મ નકામો ગુમાવ્યા બરોબર છે.

તેણે વિચાર કર્યો કે: કોઇ કોઇ તિર્થોમાં કોઇ કોઈ મહાપુરુષો હોય છે. માટે જાત્રા કરવા જવાથી મુસાફરી થશે, તે તે સ્થળ જોવાશે, દેવોનાં દર્શન થશે અને કદી કોઇ મહાપુરુષનો સમાગમ પણ કદાચ થઇ જશે. હવે તેના મનમાં મહાપુરુષ શોધી તેને ગુરુ કરવાનો વિચાર ચાલ્યા કરતો હતો. આત્મજ્ઞાન શી રીતે થાય તેને માટે યત્ન કરતો હતો. જયાદેવીએ પણ કહ્યું: "મારો પણ જાત્રાએ જવાનો વિચાર છે. આ પુત્ર પણ પાંચેક વર્ષનો થયો છે અને તેને કાશી જગન્નાથજીનાં દર્શન પણ કરાવીશું. બંનેનો વિચાર એક થતાં તેમણે શેઠને વાત કરી. તો શેઠે પણ જાત્રા જવાની ઇચ્છા બતાવી. આથી દુકાનનો કારભાર પોતાના એક વિશ્વાસુ મુનીમને સોંપી આ બંને કુટુંબો જાત્રાએ નીકળ્યાં.

તેમણે હિંદુસ્તાનમાં ઘણી જાત્રાનાં સ્થળ જોયાં. કાશી, જગન્નાથ, દ્વારકાં, સેતબંધુ રામેશ્વર, ગયાજી, પ્રયાગ વિગેરે સ્થળે જાત્રા કરી બદ્રિકેદારેશ્વર ગયાં. ત્યાં ટાઢ ઘણી પડે છે. પણ ઓઢવા પહેરવાનાં સાધનો સારાં હોવાથી તેમને અડચણ પડતી નહિ. ત્યાં બીજે દિવસે સાંજના સન્મુખરાય બહાર ફરવા ગયો હતો. ત્યાં આગળ જતાં જતાં એક ઝાડીમાંથી કોઇ મહાપુરુષ આવતા તેણે જોયા. આ મહાપુરુષના હાથમાં કમંડલું હતું. શરીરે ભસ્મ વિલેપન કરેલી હતી. માથે જટા ધારણ કરેલી હતી. પગમાં પાદુકાઓ હતી. માત્ર લંગોટી સિવાય બીજું વસ્ત્ર હતું નહિ. જાણે કોઈ વસ્તુના વિચારમાં મસ્ત હોય તેવા જણાતા. તેમને જોઈ સન્મુખરાય ઉભો રહ્યો. મહાત્મા તેની પાસે આવી પહોંચ્યા એટલે તેણે તેમને સાષ્ટાંગ કર્યા. મહાત્મા નીચી નજરે આજુબાજુ ડાફોરાં માર્યા સિવાય જતા હતા, તેમણે આ માણસને સાષ્ટાંગ કરતો જોઈ ઉભા રહ્યા, અને તેના સામું જોયું.

મહાત્માની દૃષ્ટિ સ્થિર અને તેજસ્વી હતી. મુખ ઉપર હાસ્ય જણાતું હતું. કપાળ ઉપર બ્રહ્મતેજ ઝગઝગી રહ્યું હતું. તેમણે કહ્યું: "કેમ ભાઈ, શી ઇચ્છા છે." આ તેમનું બોલવું પ્રેમાળ અને સામા મનુષ્યને આકર્ષી શકે તેવું હતું. આ સાંભળી સન્મુખરાયે કહ્યું: "પ્રભો, આપ મહાપુરુષનાં દર્શનની ઇચ્છા છે. આપના આશ્રમનાં દર્શન કરવાની ઇચ્છા છે."

મહાપુરુષ—"ભાઇ, અમે તો ફરતારામ છીએ. અમારો આશ્રમ કોઈ એક જગ્યાએ નથી. બીજી શી ઇચ્છા છે?"

સન્મુખરાય—"કૃપા કરી મારા ઉતારે આપ પધારી અમને

જ્ઞાનામૃત પાવ, અમારૂં કલ્યાણ થાય તેવો માર્ગ બતાવો તો કૃપા."

આ સાંભળી મહાપુરુષ મંદ મંદ હસતા બોલ્યા: "ભાઈ, અમે તો ત્યાગી પુરુષો છીએ. માત્ર ભિક્ષા માટે જ વસ્તીમાં કોઈ કોઈ વખત આવીએ છીએ. નહિ તો અમે જંગલમાં એકાંત સ્થાનમાં રહેનારા છીએ. તમો સંસારીઓના સહવાસમાં રહેવું એ અમારૂં કામ નહિ. ઠીક, હાલ તો જઉં છું. તમારી ઇચ્છા હોય તો આ રસ્તે આગળ ચાલતાં એક ઉંચી ટેકરી આવે છે તે ટેકરી ઉપર ચઢવાનો એક પગદંડીઓ રસ્તો છે ત્યાંથી ઉપર ચઢાય છે. તે ટેકરીના શિખર ઉપર એક મોટું વડનું ઝાડ છે ત્યાં તમે કાલે આવજો તો મળી શકાશે. જય હરી" આમ કહી તે પુરુષ ત્યાંથી ચાલતા થયા.

સન્મુખરાય જેને શોધતો હતો તેવા આ મહાપુરુષ હશે એમ માનવા લાગ્યો. તેણે ઉતારે જઈ જયાદેવીને આ મહાપુરુષની વાત કરી, શેઠ શેઠાણીએ પણ સાંભળી. તેમને મહાત્માનાં દર્શન કરવાની ઇચ્છા થઈ. ઠીક કાલે આપણે બધાં જઈશું એમ કહેવા લાગ્યાં. પણ સન્મુખરાયે કહ્યું કે "બધાંને જવા માટે તેમની આજ્ઞા લેવી જોઈએ. કદાચ આપણે બધાં જઈએ અને દર્શન ન થાય તો." આથી પહેલે દિવસે સન્મુખરાય અને શેઠ બે જણાએ વિચાર કર્યો.

બીજે દિવસે સન્મુખરાય અને શેઠ બંને જણ સવારમાં વહેલા સંધ્યા પૂજા પરવારી તૈયાર થઈ ગયા. મહાપુરુષે બતાવેલા રસ્તે ચાલવા લાગ્યા. માર્ગ વિકટ હતો પણ મહાપુરુષના દર્શનની હોંસમાં ને હોંસમાં ચાલવા માંડયું. બેએક કલાક પછી ટેકરી આવી ત્યાં આજુબાજુ પુષ્કળ ઝાડી હતી. પવન પુષ્કળ વાતો હતો. લીલોતરી આંખને ઠંડક આપતી હતી. બંને જણા ઉપર ચઢયા અને મહાત્માએ કહેલો વડ જોયો. ત્યાં આજુબાજુ જોયું તો કાંઇ પર્ણકુટી જેવું

જણાયું નહિ. મહાત્માને ક્યાં ખોળવા તેનો વિચાર કરતા તે વડ નીચેજ ઉભા રહ્યા. તે ત્યાં ઉભા કે થોડી જ વારે પાછળથી પાદુકાનો અવાજ થયો. તેમણે પાછળ જોયું તો કાલે જોયેલાજ મહાત્મા હાથમાં પાણીનું કમંડલુ ભરી, સ્નાન કરીને આવતા જણાયા. તેમને જોઈ બંને જણાએ સાષ્ટાંગ કર્યાં. મહાત્માએ તેમને આશિર્વાદ આપ્યો. મહાત્મા પોતાની બગલમાંનું મૃગચર્મ નાંખી તે ઉપર ત્યાં વડને છાંયેજ બેઠા. સન્મુખરાયને પણ વડ પાછળથી મૃગચર્મ લાવી તે નાંખી તેના ઉપર બેસવાનું કહ્યું. સન્મુખરાયે વડ પાછળ જોયું તો બે મૃગચર્મ પડેલાં જોયાં તે લાવી મહાત્માની સામે નાંખી તેના ઉપર બેઠા.

મહાપુરુષનાં દર્શન દુર્લભ જ છે. જેમને તેનો અનુભવ થયો હોય છે તેજ તેના મહાત્મ્યને જાણી શકે છે. મંદમંદ હસતા મહા પુરુષ બોલ્યાઃ—"કેમ ભાઈ, આવ્યા ? આ તમારા શેઠ છે કેમ ? કહો શી ઇચ્છા છે ?" આમ શેઠને પણ તેમણે ઓળખ્યા જાણી તેમને આશ્ચર્ય થયું. મહાત્મા પુરુષો ત્રીકાળજ્ઞાની હોય છે તે વાત ખરી છે. એમ તેમને લાગ્યું. સન્મુખરાયે બે હાથ જોડી નમન કરી કહ્યું: "પ્રભો, આપનાં દર્શનથી અમે કૃત કૃત્ય થયા છીએ. પરમાત્માનું જ્ઞાન થાય તેવી ઇચ્છાથી આપ જેવા કોઈ મહાપુરુષનાં દર્શન કરવાની ઇચ્છા હતી તે તો આજે તૃપ્ત થઇ છે. અમારૂં કલ્યાણ થાય તેવો કોઇ સરળ માર્ગ બતાવો. એ ઇચ્છા છે.

મહાત્મા—ભાઇ, તમે સંસ્કારી છો, તમારૂં કલ્યાણ જ છે. મનુષ્યે પોતાના મનુષ્યપણાને ભુલી જવું અને પોતાનું મૂળ સ્વરૂપ જે આત્મા તેમાં રચ્યા પચ્યા રહેવું એ કલ્યાણનો માર્ગ છે. જીવો વ્યવહારના પદાર્થો મેળવવા એને જ પોતાનું કર્તવ્ય માને છે અને

તેથીજ તેમનો મનુષ્યજન્મ વ્યર્થ જાય છે. મનુષ્ય જન્મ મેળવી પોતાના આત્માનો સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરવો એ જ કર્તવ્ય છે. તમે તો સંસ્કારી છો. અને તેથી જ અહીં આવી ચઢ્યા છો. જેમ એક માણુસને નાની ઉમ્મરમાં દેશનીકાલ કરી આન્ડામાન મોકલવામાં આવે અને ત્યાં બૈરી પરણે, છોકરાં થાય, પૈસા કમાય અને તેમાં રચ્યો પચ્યો રહી ઘણે દહાડે પોતાના ખરા ઘરબારને ભૂલી જાય અને તેમાંથી મુક્તિ મળે ને ઘેર આવવું પડે તો આન્ડામાનનાં ઘરબાર ને બૈરી છોકરાંના મમત્વને લીધે ઠીક ન લાગે તેનો આ સંસાર છે. આત્માને મનુષ્ય શરીર રૂપી જેલમાં મૂકવામાં આવ્યો છે. મનુષ્યપણું એ તેનું ખરૂં સ્વરૂપ નથી, પણ તેનું પોતાનું સ્વરૂપ તો જુદું જ છે. જ્યાં સુધી તે પોતાના સ્વરૂપના યથાર્થ જ્ઞાનને મેળવી બંધનથી મુક્ત થતો નથી ત્યાં સુધી તેનું કર્તવ્ય બાકી રહે છે. ભાઈ, તમારે પણ આ સૃષ્ટિના કર્તાને પરમાત્મા તેના સ્વરૂપનું જ્ઞાન મેળવી તેનો સાક્ષાત્કાર કરવો ઘટે છે. સંસારમાં રચ્યાપચ્યા રહેવું એ મનુષ્યને તેના સ્વરૂપથી ભ્રષ્ટ કરાવનાર છે. તમે સંસ્કારી છો. તેથી જ અહિં સુધી આવ્યા છો. પરમાત્માના અંશરૂપ તમે છો. ઇશ્વરને ગિરી કંદરામાં શોધવાની જરૂર નથી. તે તમારા અંતરમાંજ છે. તેની શોધ કરો.

સન્મુખરાય—" આપનું કહેવું સત્ય છે. છતાં પણ અમને વ્યવહારના ઘણા જન્મોના સંસ્કારો પડેલા હોવાથી છુટતા નથી. માટે આપના જેવા સદ્‌ગુરુ વગર અમારા તે સંસ્કારો કોણ કાપે? આપ અમને અમારા કર્ત્તવ્યનું ભાન કરાવો ?"

મહાત્મા—' ભાઈ, હાલ જે કરો છો તે પ્રમાણે કર્યે જાવ. વળી કોઇ વખતે જોઇશું. સંસાર ઉપર બહુ આસક્તિ ન રાખવી.

ત્યાગ બુદ્ધિ રાખવી. મળેલા પદાર્થોનો સદુપયોગ કરવો. વ્યવહારના ધનાદિ પદાર્થો જાય તોય શું અને આવે તોય શું? એ ક્ષણિક છે એમ માની તેના ઉપર મોહ ન રાખવો. સર્વ કરતાં પોતાના આત્મસ્વરૂપનું મૂલ્ય વિશેષ છે એમ માનવું. વ્યવહારને સેવતા છતાં પણ જનક વિદેહી માફક નિર્લેપ રહેવું. વ્યવહારનો ત્યાગ કરવાની જરૂર નથી. પણ વ્યવહાર એ પરમાર્થની શાળા છે એમ માની સેવવો."

સન્મુખરાય—"પ્રભો, આપની વાત સત્ય છે. તો પણ શાસ્ત્રમાં કહ્યું છે કે ગુરુ વગર જ્ઞાન નહિ તો અમને આપ ઉપદેશ આપી અમારા કર્તવ્યનું ભાન કરાવો."

મહાત્મા—"ભાઈ, હાલ ઉપદેશ આપવો એ મારૂં કામ નથી. તેને માટે થોડા વખતમાં થઈ રહેશે. હવે મોડું થયું છે માટે પધારો. વળી કોઈ વખતે મળીશું."

સન્મુખરાય—"પ્રભો, અમે સહકુટુંબ અહિં છીએ. ઘરમાં સર્વની ઇચ્છા આપનાં દર્શન કરવાની છે. માટે આજ્ઞા હોય તો કાલે અમે બધાં અહિં આવીએ. અને આપ અમારા ઉતારે એકાદ દિવસ પધારવા કૃપા કરો તો સારૂં."

મહાત્મા—"ઠીક, હું ધારૂં છું કે આજે તમે બધાં આવવાનાં હતાં પણ મને પૂછ્યા પછી આવવાનો વિચાર કર્યો છે. સારૂં, કાલે આ વખતે ભલે બધા આવજો. પણ આ નિર્જન સ્થળ છે, હિંસક પશુઓ રહે છે. માટે દિવસે આવજો." આટલું કહી મહાત્મા ઉભા થયા અને મૃગચર્મ ત્યાંજ પડયાં રહ્યાં. પોતે પૂર્વ દિશાએ ચાલવા માંડયું. સન્મુખરાયે અને શેઠે નીચે ઉતરવા માંડયું. થોડીવારે તેમણે તે તરફ જોયું તો મહાત્મા જણાયા નહિ. તેમને આશ્ચર્ય થયું કે તે

ક્યાં ગયા હશે ? ખરેખર તે મહાત્મા જ છે એની હવે તેમને ખાત્રી થઇ.

ઘેર આવી તેમણે જયાદેવી અને શેઠાણીને વાત કહી સંભળાવી. તે સાંભળી તે બંનેને મહાત્માનાં દર્શન કરવાની વધુ ઇચ્છા થઇ. ખરા મહાપુરુષો કેવા હોય છે તે જાણવાની જીજ્ઞાસા થઇ. ક્યારે કાલ થાય અને જઇએ એવા વિચાર આવવા લાગ્યા.

બીજે દિવસે ઠરાવેલા વખતે બધાં તે ટેકરી ઉપર ગયાં તો ત્યાં વડ નીચે મહાત્માને બેઠેલા જોયા. તેમની સામે પાંચ છ આસનો પડેલાં હતાં. સન્મુખરાય વિગેરેએ ત્યાં જઇ સાષ્ટાંગ દંડવત્ કર્યાં અને સામે બેઠાં. જયાદેવીને પણ મહાપુરુષનાં દર્શન કરવાથી આનંદ થયો. તેમના મુખ ઉપર મંદમંદ હાસ્ય, કપાળ ઉપર તેજ અને આંખોમાંથી જાણે એક પ્રકારનો પ્રવાહ નીકળતો હોય તેવું જણાયું. . થોડીવારે મહાત્માએ કહ્યું-“ કેમ જયાબ્હેન, મારાં દર્શન કરવાની તમને ઘણી ઇચ્છા હતી ખરૂં. ઠીક તમે તો દેવી છો. ”

જયાદેવી—“ પ્રભો, અમે તો પામર મનુષ્યો સંસારમાં રચ્યાં પચ્યાં રહેનારા છીએ. જન્મ્યાં ત્યારથી તે મરતાં સુધી, સગાં વ્હાલાં, ધનદોલત, પુત્ર પુત્રી, અને વૈભવમાં જ રચ્યાં પચ્યાં રહેનારાં છીએ. આ વ્યવહારને સાધવામાંજ અમારૂં પરમ કર્તવ્ય છે એમ માનનારાં છીએ. આપ મહાપુરુષની કૃપાથી જ આ ભવસાગરમાંથી તરી શકીએ તેમ છીએ. આપનાં દર્શનથી અમે આજે કૃતાર્થ થયાં છીએ.

મહાત્મા—“ બેન, તારૂં કહેવું સત્ય છે. મનુષ્યો ધન મેળવવામાં જ પોતાનો જન્મારો ગાળે છે. વ્યવહારના પદાર્થો મેળવવા એનેજ પોતાનું કર્તવ્ય માને છે. મરતા સુધી પણ તેમની ધનમાં વાસના હોય છે, જે મેળવવા પાછળ આખો જન્મારો ગાળ્યો હોય છે તે ધન, બંગલા, કે વૈભવો તેની સાથે આવતાં નથી. તેનો ત્યાગ

કરીને તેને જવું પડે છે. આ બધું મનુષ્યો જાણે છે છતાં પણ તેમને સંસાર મિથ્યા જણાતો નથી. ધન મેળવવા સાચાં જુઠાં કરી અનેક પાપના પોટલા બાંધી ઇશ્વરથી વેગળા અને વેગળા જતા જાય છે. પણ તમે સંસ્કારી છો. તેવા માણસોને સુધારવા અને તેમના કર્તવ્યના માર્ગ તરફ વાળવા તમે કાંઈક કરી શકશો. બેન, ખરેખર તું તો દેવી જ છે. સ્ત્રીઓનું કર્તવ્ય પોતાના પતિની સેવા કરવામાં જ સમાયલું છે. તું તો પતિવ્રતા છે. સ્ત્રીઓએ પતિ ભક્તિ કરવી એજ ઈશ્વર ભક્તિ છે. શાસ્ત્રમાં તેને પતિ ભક્તિ કરવાનું જ કહ્યું છે. ખરી સ્ત્રીને દેવા પણ નમે છે."

જયાદેવી—"પ્રભો, આપ તો દયાળુ છો. મારા જેવી અધમને તારવી એ આપનું કર્તવ્ય છે. સંસાર તો બહુ સેવ્યો. સુખ દુઃખને પણ સહન કર્યા છે. હવે તો આપ અમારૂં કલ્યાણ થાય એવો રસ્તો બતાવો. ઇશ્વરના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવો. અમે આપની શોધમાં જ ફરીએ છીએ. અનાયાસે આપનાં દર્શન થયાં છે, માટે અમારૂં કલ્યાણ થાય એમ કરો."

મહાત્મા—"બેન, તારૂં તો કલ્યાણ જ છે. સ્ત્રીઓને માટે ઈશ્વરની પ્રીતિ મેળવવાને પતિભક્તિ કરવા સિવાય બીજો માર્ગ નથી. તું પતિભક્તિ કરી જાણું છે, એટલે હવે તું તો તરી જ ગઇ છું. તારે હવે બીજાને તારવાનાં છે.

ભાઈ સન્મુખરાય, તમે પણ ભાગ્યશાળી જણાવ છો. ઘર એ સ્ત્રીનું છે. જયાદેવી તમને સંસ્કારી મળી છે અને તેથી જ તમે અત્યારે સુખી છો. તેનું મન સાચવજો."

સન્મુખરાય—"આપની કૃપા અમારા ઉપર છે એટલે અમે ભાગ્યશાળી જ છીએ. અમે વ્યવહાર તો બહુ ખેડયો. હવે પરમાર્થનો

રસ્તો આપ બતાવી અમારૂં કલ્યાણ કરો એવી પ્રાર્થના છે. આ શેઠ શેઠાણીની પણ હવે તેવી ઈચ્છા છે."

આ સાંભળી થોડીવાર મહાત્માજી મૌન બેસી રહ્યા. તેમની નજર અમારા સામે હતી દૃષ્ટિ સ્થિર અને પ્રકાશવાળી હતી. તેમનાં નેત્રામથી એક પ્રકારનો દૈવી ઝગકારો સ્રવતો હોય એમ અમને લાગ્યું. આ વખતે એક વાઘ બરાડા પાડતો, ફલંગો મારતો, અમારા તરફ આવતો અમે જોયો. તેને જોઇ અમારા હોશકોશ ઉડી ગયા. જીવમાં ગભરામણ થઇ, હવે શું કરીશું, કયાં જઇશું એવા વિચારથી ગાભરા બની અમે ઉઠવા જતા હતા. તેને જોવા છતાં પણ મહાપુરુષ ગભરાયા નહિ. તે તો હતા તેની તેજ સ્થિતિમાં બેસી રહ્યા. તેમણે કહ્યું: "કેમ ભાઇ, બીક લાગે છે? ગભરાશો નહિ. એ વાઘ તમારી પાસે નહિ આવે" આમ છતાં પણ કાળજુ થથરવા લાગ્યું.

જોત જોતાંમાં તો વાઘ અમારી પાસે આવી ચઢયો. તે પુંછડી હલાવતો હલાવતો મહાત્માની પાસે આવી જાણે નમન કરતો હોય તેમ તેમના પગે માથાનો સ્પર્શ કરી એક બાજુ બેસી ગયો. અમને આશ્ચર્ય થયું. મહાપુરુષના મહાત્મ્યનું ભાન થયું. મહાપુરુષનું વાતાવરણ સાત્વિક હોય છે. તેમના વાતાવરણની અંદર આવનાર હિંસક પશુઓના પણ હિંસક સ્વભાવ છુટી જાય છે તેનો અમને પ્રત્યક્ષ અનુભવ થયો. મહાત્મા તો જાણે કંઈજ ન બન્યું હોય તેમ શાંતિથી અમારી સાથે વાતો કરતા જ હતા. તેમણે કહ્યું: "ભાઇ, જે માણુસો અહિંસા વ્રતનું પાલન કરે છે તેઓને હિંસક પશુઓ મારી શકતાં નથી. અહિંનું વાતાવરણ સાત્વિક છે. આ પશુઓ અમારા સહવાસમાં રોજ આવે છે. જેવો આપણો આત્મા છે તેવો તેને પણ આત્મા છે. આપણો આત્મા અને તેનો આત્મા કાંઇ જુદા નથી.

આપણે જો તેના પ્રતિ પ્રેમ દર્શાવીએ તો તે આપણા તરફ શામાટે વૈર બુદ્ધિ રાખે ? મનુષ્યો બીજા મનુષ્યોને પણ તેવી રીતે પ્રેમથી વશ કરી શકે છે. જ્યારે ઈશ્વર જેવા પ્રેમથી વશ થઇ શકે છે તો બીજા વશ થાય તેમાં શું નવાઇ છે ?

સન્મુખરાય—ભગવન્ ! આપનું કહેવું સત્ય છે, પણ અમે સંસારનાં પ્રાણીઓ તે સમજતાં નથી. આપ તો યોગી મહાત્મા છો. આપને તો સર્વ સિદ્ધ છે.

મહાત્મા—" ભાઇ, પ્રયત્નથી મનુષ્ય સર્વ કાંઈ સિદ્ધ કરી શકે છે. જો માણસ આ માર્ગમાં પ્રયત્ન કરે છે તો તેને સિદ્ધ કરી શકે છે. માત્ર પ્રયત્નની જ ખામી છે."

સન્મુખરાય—" પ્રયત્નથી સર્વ કાંઈ સિદ્ધ તો થાય પણ તેમાં ભોમીયાની જરૂર પડે છે. આપના જેવા સદ્ગુરુ જો કાંઇ માર્ગ બતાવે તો તે માર્ગે પ્રયાણ કરવાથી કાર્ય સિદ્ધ થાય છે. માટે રસ્તો બતાવવો આપના હાથમાં છે."

આમ થોડીવારે વાતચિત કરી રહ્યા પછી મહાત્મા ઉભા થયા, અને સન્મુખરાય વિગેરેને જવાની રજા આપી. વાઘ પણ થોડીવારે બીજા કોતરમાં ચાલ્યો ગયો હતો. જતાં જતાં સન્મુખરાયે મહાત્માને પોતાને ત્યાં પધારવા આગ્રહ કર્યો. મહાત્માએ કહ્યું: " ઠીક, વળી અવકાશે ફરી મળીશું. ઈષ્ટ ચિંતન કરતાં પ્રસન્નતાને સાચવજો. સન્માર્ગે ચાલજો. વ્યવહારમાં પણ ત્યાગવૃત્તિને ધારણ કરજો. તે વ્યવહાર સત્ય નથી પણ ઉપાધિ રૂપ છે એમ માનશો તો પરમાર્થના માર્ગમાં પ્રવેશ કરી શકશો.

હજુ પણ સંકટ આવે તો ગભરાશો નહિ. વ્યવહારમાં હતું શું

અને ગયું શું એનો વિચાર કરજો. તમે જન્મ્યા હતા ત્યારે એકલા જ માત્ર પૂર્વ જન્મના સંસ્કારોને લઇને જન્મ્યા હતા. જન્મ્યા પછી વ્યવહારમાં ગમે તેટલી વસ્તુઓ પ્રાપ્ત થાય તો પણ તે અનિત્ય છે. અને તેમાંની એક પણ તમારી સાથે આવનારી નથી. તેમાંથી કોઇને નાશ થાય તો તેથી શોક કરી દુઃખી થવું નહિ. કોઇ વસ્તુ મળે તો હર્ષથી ફુલાઇ જવું નહિ. સંસારમાં અનેક ધનવૈભવ પ્રાપ્ત હોવા છતાં પણ જો તે માણસ તેને સત્કાર્યમાં ઉપયોગ કરતો નથી તો તે મિથ્યા છે. માટે તમે તમારા દ્રવ્યનો સદુપયોગ કરજો. અખંડ ઇશ્વરચિંતન કરજો. અન્ય મનુષ્યોને તમે તમારા આત્માતુલ્ય સમજીને વર્તજો.

દુઃખી માણસોને સહાય કરવી એ તમારૂં કામ છે. તેમને સુખી કરવાં, તેમનાં જીવન સુધારવાં એ સત્કાર્ય છે. જેમણે અનેકનાં જીવન ઉચ્ચ બનાવ્યાં છે તેનું જ જીવ્યું સાથક છે."

સન્મુખરાય અને જયાદેવીએ મહાત્માને પોતાને ત્યાં પધારવા આગ્રહ કર્યો. અને પોતાને ઉપદેશ આપવા પ્રાર્થના કરી. તેના જવાબમાં મહાત્માએ કહ્યું કે: "ઠીક, અવકાશે ફરી કોઇ વખત હું તમને મળીશ ત્યારે જોઇશું." આમ કહી પોતે ચાલવા માંડયું. સન્મુખરાય વિગેરેએ પણ દંડવત પ્રણામ કરી ચાલવા માંડયું. આ પ્રકારે અહીં સન્મુખરાયને મહાત્માનાં દર્શન થયાં. તેનું આવ્યું સાર્થક થયું. હજુ પણ તેમને સદ્દગુરુ કરવાના બાકી હતા.



# પ્રકરણ ૧૩ મું.

## કુલટા સ્ત્રીઓની સોબત–સુધરેલ સ્ત્રીનો ફજેતો.

ઈશ્વરનો અનુગ્રહ મેળવવા સન્મુખરાય અને જયાદેવીએ પ્રયત્ન કરવા માંડયો. બધે જાત્રા કરી તે ઘેર પહોંચ્યાં. અહિં આવી પુત્રનું લાલન પાલન કરવા માંડયું. હવે સન્મુખરાય નોકર મટી શેઠ બન્યો હતો. શેઠ તરીકે તમામ કામકાજ તે કરતો. શેઠની ઉમ્મર થઇ હતી એટલે હવે ઘણો વખત તે ઘેર રહેતા. જયાદેવી અને શેઠાણીને સારી રીતે બનતું. શેઠાણીની એક બેન સવિતાને પણ મુંબાઇમાં જ પરણાવી હતી. તે કોઇ કોઇ વખતે તેની બેનને મળવા આવતી. જેમ શેઠની પાસેથી પૈસા લઇને રેવાબાઇને પરણાવી હતી તેમ સવિતાને પણ પૈસા લઇને પરણાવી હતી. કાઠીયાવાડમાં કન્યાવિક્રય કરવાનો રીવાજ ઘણો વધારે છે. પૈસાની લાલચે દીકરીનું ગમે તે થાય તે તેનાં માબાપ જોતાં નથી. માત્ર પોતાને પૈસા મળ્યા છે કે કેમ તેજ તેમને જોવાનું હોય છે. વૃદ્ધ પુરુષને પણ પૈસાની લાલચે છોકરી આપે છે. તેઓ સમજતા નથી કે કન્યાવિક્રય કરવો એ મોટામાં મોટું પાપ છે. તેઓ તો માત્ર પૈસા લેવા માટે જ કન્યાને ઉછેરતા હોય એવા હોય છે.

સવિતાને પણ એક ઉમ્મરે આવેલા બેરીસ્ટર જોડે પરણાવી હતી. બેરીસ્ટરની આ ત્રીજીવારની પત્ની હતી. બે બૈરી મરી ગઇ હતી. આ બેરીસ્ટરનું નામ શ્યામસુંદરરાય હતું. તે સુધરેલ વિચારના હતા. તેમને ત્યાં આવ્યા પછી સવિતાને ઘણીજ છુટ આપવામાં આવી હતી. ઘેર માસ્તર રાખીને ગુજરાતી ઉપરાંત થોડું અંગ્રેજી

પણ શીખવાડયું હતું. ઘરમાં બધી યુરોપીયન રીતરીવાજ મુજબની વ્યવસ્થા હતી. નોકર ચાકરો પણ હતા. સવિતાને શરૂઆતમાં તો કાંઇ ન ફાવ્યું. તે બિચારી ગામડામાંથી આવેલી, બાપ જન્મારામાં આવો શાહેબશાહી ભપકો જોયેલો નહિ, તેથી નવું નવું લાગવા માંડયું. સ્યામસુંદરે તેને પારસી રીતરીવાજ મુજબ સાડી પોલકાં લઈ આપ્યાં. ધીમે ધીમે સવિતા પણ તે છુટનો લાભ લેતી ગઇ.

સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી આપવી તેની ના નથી પણ આજકાલના સુધારાવાળાઓની માફક સ્ત્રીઓને સ્વતંત્ર અને ઉચ્છૃંખલ બનાવવી એ સ્ત્રીઓનું અહિત કરનારૂં છે. પતિની આજ્ઞા ન માનવી, સ્ત્રી અને પુરુષ બંનેના હક સરખા છે. પુરુષ સ્વતંત્ર છે તો સ્ત્રીઓ પણ સ્વતંત્ર છે તો સ્ત્રીએ પણ સ્વતંત્રતાનો ઉપયોગ કરવો જ જોઇએ. એ પ્રકારનું શિક્ષણ આપવું એ જરૂર સ્ત્રીઓને અનીતિના માર્ગે લઈ જનાર છે. સવિતાને જેમ જેમ સ્વતંત્રતાના અને સુધારાના વાયરા વાવા લાગ્યા તેમ તેમ તે પૂર્ણ સ્વતંત્ર થવા માંડી. મીજલસોમાં, પાર્ટીઓમાં, જાહેર સભાઓમાં સ્વતંત્રપણે જવા આવવા માંડયું. સોબત પણ તેવી જ. બેરીસ્ટર સાહેબે પહેલાંથી સ્વતંત્રતા આપી તેનો પહેલો ઉપયોગ તેમની સામે થવા માંડયો. ગમે ત્યારે ગમે ત્યાં હરવા ફરવા જવું હોય તો તે પોતાની મરજી માફક જઈ શકતી. પીયેર જવું હોય તોપણ ગમે ત્યારે જતી. કોઇ પણ કામ કરવામાં તેને પોતાના પતિની આજ્ઞાની જરૂર નહોતી. વળી સ્યામસુંદર વૃદ્ધ થયા હતા. અને સવિતા જુવાન, હજુ તો હમણાં જ ઉમ્મરે આવેલી એટલે પછી તેને મોજવૈભવ સારી રીતે ભોગવવા જોઇએ એની કાંઇ નવાઇ નહોતી.

તે સ્યામસુંદરના એક મિત્ર વિલાસલાલને ત્યાં ઘણીવાર જતી

આવતી. વિલાસલાલનું કુટુંબ પુરેપુરૂં સુધરેલું હતું. સ્ત્રીઓને ફાવે તેમ વર્તવાની છુટ હતી. તેમની એક પુત્રીને પચીસ વર્ષ સુધી તેમણે પરણાવી નહોતી. તે કહેતા કે પંદર વર્ષ સુધી તો છોકરીને પરણાવવી નહિ. તે મોટી વીસ પચીસ વર્ષની થાય અને પુરી સમજણી થાય ત્યારે તેની મરજી જોઇને લગ્ન કરવાં જોઇએ. તે છોકરી પણ સ્વતંત્ર મિજાસની હતી. તેની મા પણ તેવી જ સુધરેલી હતી. આ બધાની સોબત સવિતાને થઈ હતી. તે કોઇ કોઈવાર તેની બેન રેવાબાઇને ત્યાં આવતી પણ તેને ત્યાં ફાવતું નહિ. તેમને તે જુના વિચારના કહી હસી કહાડતી. તે કહેતી કે તમે તો "તદ્દન જુના વિચારનાં, ઘરમાં ને ઘરમાં જ બેસી રહેવાનાં. ના કંઇ જવું કે ના કંઈ આવવું. આજકાલ જમાનો વધે છે. તમે આમ પાછળ પડી ન રહો. શું સ્ત્રીઓએ ઘરકામ કરવું અને ધણીના ગુલામ તરીકે રહેવાનું છે? અમારાથી તો બા એ ન સંખાય. પુરુષો ફાવે ત્યાં જાય આવે અને આપણે કોઇ મિત્રને મળવું હળવું હોય તો પતિની આજ્ઞા જોઇએ, એ તે કેમ બને?"

રેવાબાઈ તેનું બોલવું હસી કાઢતી. ઘણીવાર જયાદેવીની પાસે પણ તે આવતી. પણ તે તો મોટાઇમાં જયાદેવીનો હિસાબ જ ન ગણે. પતિની આજ્ઞા માનવી, પતિની સેવા કરવી, એ તો હમ્બગ છે એમ માનતી. વિલાસલાલના ઘરમાં સુધરેલ સ્ત્રીઓના સંસર્ગમાં સવિતા જેમ જેમ આવવા માંડી તેમ તેમ તેની બુદ્ધિ ફરવા માંડી. વિલાસલાલની સ્ત્રી કે પુત્રીને કોઈ પણ પરપુરુષ સાથે હરવા મળવામાં વાંધો નહોતો. તે ગમે તેની સાથે જતી આવતી. કોઇ પણ પરપુરુષ સાથે એકાંતમાં બેસવા ઉઠવાની કે વાત કરવાની તેમને શરમ આવતી નહિ. કારણ કે તે તો માનતી હતી કે સ્ત્રીઓને

સ્વતંત્રતાપૂર્વક હરવા ફરવાનો હક છે. સ્ત્રીઓને માટે પરપુરુષ સાથે એકાંતમાં બેસવું ઉઠવું નહિ એવું શાસ્ત્રમાં કહ્યું છે તે ખોટું નથી. જેમ અગ્નિ આગળ મૂકેલું ઘી ઉકળ્યા વગર રહેતું નથી તેમ આવાં સ્ત્રી પુરુષોને અનીતિમાં ફસાતાં વાર લાગતી નહિ. વિલાસલાલ સુધારાના હિમાયતી એટલે તેમણે પુનર્લગ્ન કરેલું હતું. તેમની સ્ત્રીનું નામ ભાગીરથી હતું. તે પહેલાં નિશાળની મહેતીજી હતી. તેનો પતિ તેની ભરયુવાન અવસ્થામાં ગુજરી જવાથી તે વિધવા થઈ હતી. ત્યાર પછી તેને સ્વતંત્રતાનો પવન વાયો અને સુધારામાં ફસાઈ. તે વારંવાર સુધારક સભ્યોની સભામાં જતી આવતી થઈ. ત્યાં "સ્ત્રીઓને પુરુષ જેટલા હક છે. પુરુષો સ્વતંત્રતાથી હરી ફરી શકે તો સ્ત્રીઓએ શું ગુન્હેગારી કરી કે ઘરના ખૂણામાં બેસી રહેવું, પુરુષ એક સ્ત્રી મરી જાય તો બીજી, ત્રીજી અને ચોથી સ્ત્રી પરણી શકે તો સ્ત્રીઓ પોતાનો પતિ મરી જતાં શા માટે ફરી લગ્ન ન કરતાં વિધવાપણું પાળે ?" આવી આવી વાતો સાંભળી તેને પણ પુનર્લગ્ન કરવાનો વિચાર થઈ ગયો. તે સુધારાના આગેવાન વિલાસલાલ સાથે સંબંધ રાખવા લાગી. ભરયુવાનવય, રૂપવાન પણ તેવી જ અને વિધવાપણું, તેમાં સુધારાનો–સ્વતંત્રતાનો પવન લાગેલો એટલે બાકી શું રહ્યું ? એવામાં વિલાસલાલની પત્ની ગુજરી ગઈ એટલે તેમણે ભાગીરથી જોડે પુનર્લગ્ન કર્યું. આ ભાગીરથીબાઈએ એક પતિ મરતાં બીજા પતિની સાથે યોગ સાધ્યો. તેની સોબતમાં સવિતા આવી એટલે તેનો પાસ આવ્યા વગર ન રહે, તેમાં શું નવાઈ !

સવિતા ધીમે ધીમે ઉચ્છૃંખલ થવા લાગી. આવી સુધરેલી સ્ત્રીઓનો સહવાસ સુધરેલ પુરુષોને ઘણો ગમે છે. એક સુધરેલી સ્ત્રી થઈ તો તેની જોડે હરવા ફરવા જનારા, તેની સાથે એક ગાડીમાં બેસી

મોજશોખ મારવા જનારાનો ટોટો રહેતો નથી. આવા વિફરેલ વિ-
ચારવાળા સ્ત્રીપુરુષો જ્યાં ધર્મને ન ગણે ત્યાં પછી પોતાના મનને
શી રીતે કબજે રાખી શકે ? વિલાસલાલની પુત્રી જે મોટી ઉમ્મર
થવા છતાં કુંવારી હતી તે ઉમ્મરે આવતાં એક પુરુષ સાથે પ્રેમમાં
સપડાઈ. મહાદેવ જેવાને પણ કામે ફસાવ્યા, વિશ્વામિત્ર જેવા ઋષિ
મુનિને પણ મેનકા જેવી અપ્સરાએ ફસાવી યોગથી ભ્રષ્ટ કર્યા તો
બિચારા ઉચ્છૃંખલ પુરુષોનો શો હિસાબ ? સ્વતંત્રતાથી અન્ય પુરુષ
સાથે વારંવાર હરવા ફરવા અને મળવાથી તેમજ મિત્રવત્ એકાંત
વાર્તાલાપ કરવાથી સ્ત્રીઓ પણ પરપુરુષના રૂપથી, મોહ ન પામે એ
માની શકાય તેમ નથી. આ પુરુષ બિચારા વયોવૃદ્ધ હતા. ધર્મનિષ્ટ
ગણાતા માત્ર સેવાધર્મ સ્વિકારી સુધારામાં ભળ્યા હતા. તે ભાઈ
આ બાઈ સાથે વધુ સંગ થતાં ફસાયા. અને છેવટે વિલાસલાલનું
મન કચવાયા છતાં પણ આ બંનેનું લગ્ન કરવું પડયું.

આવા કુટુંબની સોબતમાં સવિતા બિચારી નિર્દોષ શી રીતે
ટકી શકે ? કહ્યું છે કે માણસને સુધારનાર કે બગાડનાર સોબત છે.
જો કોઈ પુરુષ સત્પુરુષની સોબત કરે તો તેનામાં ધર્મના સંસ્કાર
પડે, કોઈ સ્ત્રી સતી સ્ત્રીનો સંગ કરે તો તે પતિવ્રતપણું પાળતાં
શીખે. તેમ જો કોઈ ભોળી સ્ત્રી કુલ્ટા સ્ત્રીઓની સોબત કરે તો
જરૂર તે ભ્રષ્ટ થવાનીજ. માટે સ્ત્રીઓએ હમેશાં બીજી સ્ત્રીઓની
સોબત કરતાં પણ વિચાર કરવો ઘટે છે. હંમેશાં સોબત સારા માણુ-
સની કરવી જોઈએ. સ્ત્રીએ કોઈપણ પરપુરુષનો સંગ તો કરવો જ
નહિ. અન્ય પુરુષ ભલે આપણો સગો હોય છતાં પણ તેની
સાથે મર્યાદાથી વર્તવું. સ્ત્રીને પુરુષની મિત્રતા ન શોભે. તેણે સ્ત્રીની
સોબત કરવી તે પણ અયોગ્ય સ્ત્રીની નહિ. વળી ડાહી ડમરી જણાતી

સ્ત્રીઓ પણ ઘણીવાર અન્ય સ્ત્રીઓને અવળે માર્ગે દોરનાર હોય છે. જેમ એક અફીણી બીજાને અફીણના વ્યસની બનાવવા મથે છે તેમ એક ખરાબ ચાલની સ્ત્રી બીજી સ્ત્રીને પોતાના જેવી બનાવવા ઇચ્છે છે. એમાં શું ? કહી લાલચ આપવામાં પણ બાકી રાખતી નથી. માટે સ્ત્રીઓએ હમેશાં કોઈ પણ સ્ત્રીની સોબત કરતાં વિચાર કરવો ઘટે છે.

સવિતા પણ હવે ભાગીરથીની સોબતમાં છુટથી હરવા ફરવા શીખી હતી. કેટલીકવાર તો શ્યામસુંદર બેઠા હોવા છતાં જો કોઇ પોતાનો મિત્ર આવતો તો તેની સાથે હસ્તધુનન કરી વાર્તાલાપ કરતી, હાસ્યવિનોદ કરતી. ઘણીવાર પોતે અન્ય મિત્રો સાથે મોટરમાં બેસી ફરવા જતી; ભાગીરથીનું અનુકરણ કરવાની તેને વૃત્તિ થતી. ઘણીવાર શ્યામસુંદર સુધારાવાળા હોવા છતાં પણ આમ સવિતા અન્ય પુરુષો સાથે એકલી હરવા ફરવા ચાલી જતી ત્યારે તેમની આંખમાં કરકર આવતી. પણ કરે શું ? બોલાતું નહોતું. અને હવે સવિતા તેને ગાંઠે તેવી પણ નહોતી. સવિતા ભાગીરથીની સોબતમાં હવે વધુ ને વધુ ફસાવા લાગી. તેની શ્યામસુંદર ઉપર પ્રીતિ ઓછી થતી ગઇ. સતીપણું પાળવું કે પોતાના પતિની આજ્ઞામાં રહેવું એ તો તેને જુના જમાનાની વાત લાગતી. તેનાથી ઘરકામ કાંઈ બની શકતું નહિ. રસોઈ પણ તે કદી જાતે કરતી નહિ. એ સર્વ તો સ્ત્રીને ગુલામીમાં નાંખનાર છે એમ તે માનતી. આમ છતાં પણ તેણે હજુ પોતાના ચારિત્ર્યને નિર્મળ રાખ્યું હતું. ઘણીવાર તેને ભ્રષ્ટ કરવા અન્ય પુરુષો પ્રયોગો અજમાવતા પણ તેમાં તે ફસાઈ નહોતી.

જયાદેવી અને રેવાબાઈ શેઠાણી જ્યારે યાત્રા કરી પાછાં આવ્યાં ત્યારે તે એકવાર તેમને મળવા આવી. તેનો ભપકો હવે તદ્દન

બદલાઇ ગયો હતો. બૂટ, મોજાં, પારસી ઘાટની સાડી, પોલકાં, છત્રી વિગેરેથી સજ્જ થઇ હતી. તેને જોઇ તેની બેન રેવાબાઇએ સારો આવકાર આપ્યો, અને બેચાર દિવસ પોતાને ત્યાં રહેવાનો આગ્રહ કર્યો. તેને કોઈની પરવાનગી તો લેવાની નહોતી એટલે તેણે પણ ઘણે દિવસે થોડા દિવસ બેનને ત્યાં રહેવાની હા પાડી.

જયાદેવીએ પણ તેનો સ્નેહથી સત્કાર કર્યો. બીજે દિવસે જયાદેવીએ પોતાને ત્યાં તેને જમવા આમંત્રણ આપ્યું. સન્મુખરાયને તે સારી રીતે ઓળખતી હતી. જયાદેવીને ત્યાં જઈ તેણે અન્ય પુરૂષો સાથે જેવી રીતે વર્તતી તે પ્રમાણે સન્મુખરાય પાસે જઈ, "કેમ મિસ્ટર સન્મુખરાય" કહી સેકન્ડ કરવા હાથ લાંબો કર્યો. સન્મુખરાય સમજી ગયો. તેણે તેને સ્નેહથી આવકાર આપ્યો પણ હાથ લાંબો ન કર્યો. તેણે કહ્યું: "બેન પધારો. ઘણે દિવસે આવ્યાં, પ્રસન્ન તો છોને ? સવિતા ઝંખવાણી પડી ગઇ. તે બોલી: "મિસ્ટર, આપે મારી સાથે સેકન્ડ કેમ ન કરી ? શું આપ સભ્યતા શીખ્યા નથી કે શું ? હજુ પણ જુના વિચારનાજ રહ્યા ?"

સન્મુખરાય આ સાંભળી બોલ્યો:—"બેન, બેસો. મેં તમારો સત્કાર કર્યો છે, તોપણ પરસ્ત્રી સાથે હાથ મેળવવો એ પાપ છે એમ હું માનું છું; તેમજ કોઈ પણ સ્ત્રીએ પરપુરુષનો હાથ ઝાલવો એ તેને ભ્રષ્ટ કરનાર છે. પોતાના પતિ સિવાય બીજા પુરુષનો સ્પર્શ કરવો, તેના હાથ સાથે હાથ મેળવી સેકન્ડ કરવી એ તો ભ્રષ્ટાચાર છે. તમારા જેવાં સુશિક્ષિત બાઈ એ ભાગ્યેજ પસંદ કરે છે. તમે તો મારી બેન તુલ્ય છો. તમારો સત્કાર દૂર રહીને મારે કરવો ઘટે તેવો કર્યો છે. માટે તેમાં ખોટું ન માનશો." આમ કહી પતાવ્યું.

સવિતા જયાદેવી અને રેવાબાઇને જુના વિચારનાં કહેતી. તેને

જયાદેવી કહેતી કે: "બ્હેન, અમને તો જુના વિચારમાં જ રહેવું ગમે છે. અમે તો અમારા પતિની સેવામાં જ અમારૂં કલ્યાણ સમજીએ છીએ. સ્ત્રીઓને સ્વતંત્રતાથી હરવું ફરવું એ ભલે સુધારાવાળાઓને માન્ય હોય છતાં અમે તો તેને ભ્રષ્ટાચાર માનીએ છીએ. જે સ્ત્રીઓ પોતાના પતિની આજ્ઞા માનતી નથી, અન્ય પુરુષોની સાથે સ્નેહ રાખે છે, અને તેઓની સાથે એકાંતમાં હરે ફરે છે તેવી સ્ત્રીઓ ભલે ગમે તેટલી પવિત્ર હોય છતાં પણ તેને ભ્રષ્ટ થવાનો પ્રસંગ આવે છે.

પુરુષો ગમે ત્યાં હરી ફરી શકે છતાં પણ તેમને સ્ત્રીઓ જેવી ભ્રષ્ટ થવાની બીક નથી. હમેશાં સ્ત્રીઓને પુરુષનું રક્ષણ છે. પુરુષ વડે જ સ્ત્રીનું ભરણપોષણ થાય છે. સ્ત્રીએ તો તેના પતિ સિવાય બીજા કોઈ પણ પુરુષની સાથે એકલાં વાત કરવી તેમાં પણ દોષ છે. કોઈ પણ જગ્યાએ એકલાં હરવા ફરવા જવું એ સ્ત્રીઓને ભયકારક છે. માટે બેન, તમે તો સમજુ છો. તમારે સુધારામાં ફસાવવાની જરૂર નથી. એ તો ઉપર ઉપરથી જ જોવા લાયક છે. જેમ ઈંદ્રિવરણું ઉપરથી સુંદર હોવા છતાં પણ તેની અંદરથી ધુમાડો જ નીકળવાનો. તેમ ભલે સુધારો ઉપરથી સારો જણાય તોપણ અંદરથી તો ધુમાડા જેવો જ છે. તમે હજુ બાળક છો, એટલે તેમના અંદરની વાત જાણી શકો નહિ પણ અમે તો ઘણા વખતથી જાણીએ છીએ માટે કહીએ છીએ.

તમે જ જુઓ કે આપણે જેની સાથે વધુ સંબંધમાં આવીએ છીએ તેની સાથે સ્નેહ બંધાય છે. આપણો સ્નેહ આપણા પતિ ઉપર હોવો ઘટે છે. તે સ્નેહને ઢીલો કરી અન્ય પુરુષને મિત્ર કરવા જઈએ અને તેની સાથે સ્નેહ રાખીએ તો પછી ભ્રષ્ટ થવાય તેમાં

શું નવાઇ? જે સ્ત્રીઓ પુનર્વિવાહ કરવાની હિમાયતી હોય, એક પતિ મરી જતાં બીજા વેરે નાતરૂં કરવાને તૈયાર હોય તે સ્ત્રીઓનો પોતાના પતિ ઉપર સાચો સ્નેહ હોય જ શાનો. તેને પતિ મરે તેથી દુઃખ શી રીતે થાય? આ તમારાં જ ભાગીરથી બ્હેન! એક મરી ગયો તો બીજાને ત્યાં આવીને પેઠાં જ છેને? હજુ જુવાન છે, વિલાસલાલ શેઠ હવે વૃદ્ધ થવા આવ્યા છે ને ભોગ જોગે ગત થાય તો તેમને શું દુઃખ થવાનું છે? તે વળી બીજો શોધશે. તેનો તેના પતિ ઉપર સાચો પ્રેમ હોય જ શી રીતે? માટે બ્હેન, તમારે એવા ફંદામાં ફસાવાનું નથી. આપણે જેને માતા તરીકે પૂજીએ છીએ તે દેવીઓએ સતિવ્રતપણું પાળી પોતાના પતિની સેવા કરી છે. પૂર્વે સાવિત્રી નામની સતિએ પોતાના સતીત્વના પ્રભાવથી પોતાના પતિના મૃત શરીરને પણ જીવતું કર્યું છે. સતીત્વનો પ્રભાવ એ જુદો જ છે. એ તો પતિસેવાથી જ પ્રાપ્ત થાય છે. પતિ ગમે તેવો હોય છતાં પણ તેમાં સ્નેહ રાખવો, તેને સહાય કરવી, તેની સેવા કરવી અને તેમને અધીન થઈ રહેવું એમાં જ સતી સ્ત્રીનું શ્રેય રહેલું છે."

આ પ્રમાણે વારંવાર વાતો થતી. સવિતા ઘણીવાર પોતાની વાત કબુલ કરાવવા મથતી પણ પ્રત્યક્ષ પ્રમાણ વગર તેની વાત ટકતી નહિ અને તેને જયાદેવીની વાત કબુલ કરવી પડતી. ઘણી સુધરેલી સ્ત્રીઓનાં અંદરનાં જીવન વિષમય હોય છે તે દાખલા દલીલોથી તે સાબીત કરી આપતી. કેટલીક વખતે સુધરેલ સ્ત્રીઓ પોતાની સ્વતંત્રતામાં આડખીલી રૂપ થનાર પતિને વિષ દેતાં પણ ચુકતી નથી અને પછી તેની સર્વ સંપત્તિ લઇ બીજાને ત્યાં નાતરે જાય છે. માટે ઉપર ઉપરથી ટાપટીપને સ્વતંત્રતા જોઇ મોહી ન પડવું એવું જયાદેવી કહેતી.

જેમ જેમ સવિતાને જયાદેવીની વધુ સોબત થતી ગઇ તેમ તેમ તેના વિચાર ફરવા લાગ્યા. શ્યામસુંદર આમ સુધારાના હિમાયતી હતા છતાં પણ સવિતાને વધુ સ્વતંત્ર થએલી જોઈ આંખમાં કરકર આવવા લાગી હતી. તે હવે સવિતાને કાંઇક પોતાના તરફ ભાવવાળી જોતાં તેનું કારણ શોધવા લાગ્યા. ઘણીવાર સુધારાના હિમાયતીઓ પારકાં છોકરાંને જતી કરનારા હોય છે. બીજાને પુનર્લગ્ન કરવાનો ઉપદેશ આપે છે, નાતજાતને ન માનવાની અને તેને તોડી પાડવાની હિમાયત કરે છે, સ્ત્રીઓને પૂર્ણ સ્વતંત્રતા આપવાના ઠરાવો કરે છે છતાં પણ તે પોતાની સ્ત્રીને પોતાના કબ્જામાં રહે તેવું ઇચ્છે છે. જો કોઇ દુરાચારી સ્ત્રી તેના માથાની થઇ પરપુરુષના પાશમાં સપડાઈ જાય તો તેમનાથી કાંઇ વળતું નથી. પુનર્લગ્ન કરવાના હીમાયતી છતાં પોતાની બેન કે છોકરીને વિધવા થયા છતાં પુનર્લગ્ન કરાવતા નથી. નાતજાતનો ભેદ ન માનવા છતાં પણ કોઇ સુધારાવાળા પોતાનાથી ઉતરતી જાતિમાં પોતાની છોકરીને પરણાવી દાખલો બેસાડતા નથી. અને માત્ર પારકાઓને પુનર્લગ્ન કરવાનો, નાતજાતને ન માનવાનો, ગમે તેની સાથે જાતિભેદ ન રાખતાં લગ્ન કરવાની હિમાયત કરે છે. તેમના ઉપદેશથી બિચારાં ભોળાં માણસો કુટાઈ મરે છે. જેને કોઈ રીતે કન્યા ન મળતી હોય તો તે તેમાં ભળી પુનર્લગ્ન કરે છે. ઘણી ભોળી સ્ત્રીઓ બિચારી વિષય લોલુપ બની વિધવા થયા પછી પુનર્લગ્ન કરવા તૈયાર થાય છે. આ તો વર્ણાશ્રમ ધર્મનો નાશ કરવાનો ઉપાય છે. બેન, તમારા જેવાં સમજુ સ્ત્રીઓનું એમાં અંજાવાનું કામ નહિ.

ધીમે ધીમે સવિતાની બીજી દૃષ્ટિ ખુલી. તેમને તેની સોબતમાં આવનાર સ્ત્રી પુરુષોના ગુણની ખબર પડવા લાગી. જેમ જેમ તે જયાદેવીના સહવાસમાં વધુ આવવા માંડી તેમ તેમ ભાગીરથીનો

સંગ છોડવા લાગી. સોબત શું ન કરી શકે? ફેરવ્યાં લાકડાં પણ ફરી જાય તો માણસ ફરે એમાં નવાઈ શું! સ્ત્રીઓએ હંમેશાં સારી સોબત રાખવી જોઇએ. અન્ય પુરુષની સોબત તો કરવી જ નહિ પણ અન્ય સ્ત્રીઓની સોબત કરતાં પણ વિચાર કરવો જોઇએ. પોતાનાથી મોટી ઉમ્મરની સમજુ અને પતિવ્રતા સ્ત્રીઓની સોબત કરવી. ખરી રીતે તો સ્ત્રીને માટે તેના પતિની જ સોબત ઉત્તમ ગણાય છે. તોપણ નવરાશના વખતમાં અયોગ્ય સ્ત્રીઓનો સંગ કરવો નહિ. જયાદેવીની સોબત થતાં સવિતા સુધરવા ઉપર આવી. ધીમે ધીમે તે હવે બહાર એકલી હરવા ફરવાને જતી નહિ. તેણે અણસમજમાં જે જે પુરુષોને મિત્ર માન્યા હતા તેમનો ત્યાગ કર્યો. અને હવે તો તે કોઇ પણ વખતે પરપુરુષના સંગમાં આવતી નહિ. ઘણીવાર પોતાની બેનને ત્યાં જતી. ઘણીવાર જયાદેવી અને તેની બેન રેવાબાઈ તેને ત્યાં જતાં આવતાં. હવે સુધરેલ સવિતા પતિસેવા કરવા લાગી. પતિસેવાથી તેણે પોતાના સુધરેલા પતિના સ્નેહને જીતી લીધો.

શ્યામસુંદરને પણ હવે સુધારો અળખામણો લાગ્યો. સવિતા જયાદેવી અને રેવાબાઇની સોબતમાં સુધરી પોતાનું કહ્યું માનનારી બની તે જોઇ તેને સંતોષ થયો. આવી રીતે જયાદેવીએ ઘણી સ્ત્રીઓને પોતાના પતિમાં સ્નેહ રાખતી કરી. અવળે માર્ગે ચઢી જવાની અણી ઉપર આવેલી સ્ત્રીઓને પતિવ્રતા બનાવી હતી. સ્ત્રીઓએ જયાદેવી જેવાં થવાની જરૂર છે. ભૂલેચૂકે પણ સ્વતંત્રતાના છંદે ચઢી પતિની અવગણના કરવી નહિ.

---

# પ્રકરણ ૧૪ મું.

## સાસુ વહુનું પરસ્પર કર્તવ્ય.

સન્મુખરાય અને જયાદેવી પોતાના આત્મકલ્યાણ માટે હવે પ્રયત્ન કરતાં હતાં. દિવસનો ઘણો ભાગ ઈશ્વર ચિંતનમાં જતો. પુત્ર મોટો થયો હતો. શેઠાણી અને શેઠ પણ હવે આખો દિવસ આનંદમાં ગાળતાં. શેઠની પુત્રી પણ હવે ઉમ્મરે આવી હતી. જેથી શેઠે તેનાં લગ્ન સન્મુખરાયના પુત્ર સાથે કરવાનો નિશ્ચય કર્યો. સન્મુખરાયને તે વાત કરી. એક બીજા કુટુંબને ઘાડો સંબંધ થઇ ગયો હતો એટલે પછી પૂછવાની વાત કયાં રહી! યોગ્ય મહુર્ત જોઇ સન્મુખરાયના પુત્ર મણિરાયનાં લગ્ન શેઠની પુત્રી લક્ષ્મી-બેન સાથે કરી દીધાં. લગ્ન મોટી ધામધુમથી કર્યાં.

લક્ષ્મી અને મણિરાય નાનપણમાં સાથે ઉછરેલાં અને સાથે રમેલાં હતાં. એક બીજા પ્રતિ સ્નેહ રાખનારાં હતાં. જયાદેવી હવે સાસુ બની હતી. લક્ષ્મીને તે પોતાની પુત્રી તુલ્ય ગણતી. આજકાલની સાસુઓ જેવી તે નહોતી. આજે ઘણી સાસુઓ પોતાના પુત્રને પરણા-વવા માટે હોંસ રાખે છે પણ જ્યારે ઘેર વહુ આવે છે ત્યારે તેને પારકી માને છે. પોતાની પુત્રી કરતાં પુત્રની વહુને ઉતરતી ગણે છે. પ્રથમ ૧—૨ વાર વહુને તેડે છે તે વખતે તેને કાંઇ કહેતી નથી, પણ જ્યાં વહુ મોટી થયે સાસરે આવતી જતી થાય છે ત્યારે તેના ઉપર સાસુ પુરેપુરો રોફ બજાવે છે. પારકા કુટુંબથી જુદી પડી, પોતાનાં મા-બાપનો ત્યાગ કરી અજાણ્યા કુટુંબમાં આવી વહુને રહેવાનું હોય છે. સાસુસસરો તે પણ શરૂઆતમાં તો તેને પરભાર્યાં લાગે છે. તેણે

માબાપનો સ્નેહ છોડી સાસુ સસરામાં તેવો સ્નેહ રાખવો પડે છે. આ વહુને અહિં ગમે છે કે નહિ તેની દરકાર સાસુ રાખતી નથી. પણ એક ચાકરડી જાણે રાખી હોય તેવી રીતે તેની સાથે વર્તન ચલાવે છે.

પોતાના પુત્રને પરણાવતી વખતે જે આનંદ તેની માને થાય છે તે આનંદ વહુ આવ્યા પછી જણાતો નથી. તેણે તો જાણે છોકરાની વહુ એટલે ઘરમાં કામકરનારી આણી હોય તેવું વર્તન તેની સાથે ચલાવે છે. નાની વય છતાં સ્હવારથી તે રાત્રે સુતા સુધીનું તમામ કામકાજ વહુને કરવું પડે છે. સાસુ તો માત્ર રસોઈ કરે તે માફ. નહિ તો સ્હવારમાં કચરા પુંજા કાઢવાના વહુને, વાસણ માંજવાં વહુને, પાણી ભરવું વહુને, લુગડાં ધોવાં વહુને, સાસુને રસોઈ કરવામાં મદદ કરવી વહુને, સર્વના જમ્યા પછી વધેલું જમવાનું વહુને, તમામ એંઠવાડાનાં વાસણ માંજવાનાં વહુને, બપોરે દળવા ખાંડવાનું વહુને, સાસુને બેઠાં બેઠાં પાણી પાવાનું ને તેની ચાકરી કરવાનું વહુને, રાત્રે પણ એંઠાં અબોટ કરવાનાં વહુને, પથારી કે ખાટલા પાથરવાના વહુને, અને મોડી રાત સુધી સાસુના પગ દબાવવાના પણ વહુને; ચોવીસે કલાક વહુની પાસે કામ લેવામાં આવે છે. તે ઉપરાંત સાસુ હુકમ કરે, છણકા કરે, કંઈ નુકશાન થયું હોય તો ગાળો ભાંડે તે જુદું. વળી સાસુની જોડે નણંદના હુકમો પણ સાંભળવાના. નણંદ પણ બેઠાં બેઠાં "અલી આ કામ ન કર્યું કે, અલી આ વાસણમાં કચરો કેમ રહ્યો" વિગેરે કહી ધમકાવે તે જુદું. આ પ્રમાણે વહુ થઇને આવે તેને તો કેટલાંક માણસો એક ચાકરડી તરીકેજ સમજે છે અને તેના ઉપર જરા પણ દયા રાખતાં નથી.

પોતે અને પોતાની પુત્રી નિરાંતે બેસી રહે અને વહુ પાસે

કામ કરાવ્યાં કરવું એ નિર્દય સાસુજ કરી શકે. પુત્રની સ્ત્રીને પર-ભારી ગણવી એ અજ્ઞાન સ્ત્રીઓજ કરી શકે. જયાદેવી આ બધું જાણતી હતી તેથી પોતાના પુત્રની સ્ત્રી લક્ષ્મી ઘેર આવી તો તેની સાથે પોતાની પુત્રી જેટલું જ હેત રાખતી. જેવી રીતે પોતાની પુત્રીને શિખામણ દે, તેના ઉપર સ્નેહ રાખે, અને કામ શીખવાડે તેવા રીતે જયાદેવી પોતાની પુત્રની વહુ લક્ષ્મી સાથે વર્તતી. અહિં લક્ષ્મીને કાંઈ અજાણ્યું તો નહોતુંજ છતાં પણ તે હવે પોતાની સાસુ જયાદેવી ઉપર પણ અત્યંત પ્રેમ રાખવા લાગી. સાસુ જો પોતાની વહુ ઉપર પ્રીતિ રાખે તો વહુનો સાસુ ઉપર પ્રેમ થયા વગર રહે જ નહિ.

સાસુએ જાણવું જોઇએ કે પોતાના પુત્રની સ્ત્રી એ આ ઘરની માલીક છે. જેમ પુત્ર પોતાના ઘરનો વારસ છે તેમ પોતા પછી તેની વહુ આ જગ્યા લેવાની છે. માટે તેના ઉપર પુત્ર જેટલું જ હેત રાખવું. તેને પોતાના ઘરના વહીવટનું જ્ઞાન આપવું. તેને અહિં આવી કંટાળો આવે, દુઃખ થાય કે ત્રાસ થાય એવું વર્તન ચલાવવું નહિ. ગજા ઉપરાંત તેની પાસે કામ લેવું નહિ પણ જેવી રીતે આપણે પુત્રીની પાસે કામ લઈએ તેવી જ રીતે પુત્રની વહુને ગણવી જોઇએ.

અત્યારે ઘણી સાસુ વહુને બનતું નથી. સાસુની વહુ ઉપર પ્રીતિ હોતી નથી અને વહુની સાસુ ઉપર પ્રીતિ હોતી નથી. આથી તે ઘરમાં રાત દિવસ બંનેને ખટાખટ ચાલ્યાં જ કરે છે. સાસુ જો વહુના ઉપર મૂળની પ્રીતિ રાખતી નથી અને તેના સ્નેહને જીતી લેતી નથી તો ભવિષ્યમાં એક બીજાને બનતું નથી. વહુનું કામ સાસુને ગમતું નથી અને સાસુનો બોલ વહુને ગમતો નથી. વહુની

ખોડો કાઢવી, વહુના દોષ જોવા, તેની નિંદા કરવી એ સાસુનો ધંધો થઇ પડે છે અને સાસુને છણકા કરવા, તેનું કહ્યું ન માનવું, સામું બોલવું એ વહુનો ધંધો થઈ પડે છે. આમ સાસુ વહુની તકરારમાં બિચારા તેના પતિને દુઃખ થાય છે. એક બાજુ પુત્રને તેની મા કહે તે જુદું. તેના આગળ તેની સ્ત્રીના દોષોનું વર્ણન કરી બે સાચાં જુઠાં પણ ભરવે અને બીજી બાજુએ તેને તેની સ્ત્રી ભરવે તે જુદું. બૈરાંનો સ્વભાવ એવો હોય છે કે આવી દોષરૂપ કથની કરવી હોય કે કોઈના અવગુણનું કથન કરી બે સાચી જુઠી ભરવવી હોય તો રડી-નેજ વાત કરે. એટલે આ બેની તકરારમાં બિચારા ધણીને દુઃખ થાય છે.

માટે ડાહી અને સમજુ સાસુએ તો પોતાના પુત્રની વહુ ઉપર પુત્ર કે પુત્રીના જેટલોજ પ્રેમ રાખવો. તેની કોઇ કામમાં ભૂલ થાય તો તેથી તેના ઉપર ગાળોના પ્રહાર દેવા નહિ પણ શાંતિથી શીખામણ આપવી. વહુના ઉપર પુત્રી જેટલોજ પ્રેમ રાખવો. તેને ના આવડતું હોય તે દરેક કામ શીખવવું. પોતાને ત્યાં આવી તે અજાણી વહુ અમુઝાય કે તેને ખેદ થાય તેવું વર્તન તેના ઉપર ચલાવવું નહિ. તેને હંમેશાં જે કહેવું તે પ્રેમથી કહેવું. તેના કામમાં મદદ કરવી. તેની પાસે કામ કરાવવું અને પોતે બેઠે બેઠે હુકમ કરવો એ તો નિર્દય સાસુનું કામ છે. તેણે પોતાના પુત્રના જેટલીજ તેની કાળજી રાખવી જોઇએ. પારકા ઘરની છોકરીને પોતાના ઘરની વહુ બનાવવી છે એટલે તે આપણે ત્યાં સર્વની સાથે હળી મળી જાય, અહિં રહેવાથી તેને આનંદ થાય, એવું વર્ત્તન તેની સાથે ચલાવવું. તે ભણેલી ન હોય તો સાસુએ તેને પોતાને ત્યાં આવ્યા પછી ભણાવવી. ગુજરાતી પુસ્તકો સારી રીતે વાંચી શકે, પત્રવ્ય-

વહાર કરી શકે, ઘરખર્ચનો હિસાબ રાખી શકે એટલું તો તેને ભણાવવું જ.

વહુના ઉપર પ્રેમ રાખી તેને કેળવવી એ સાસુનું કામ છે. જયાદેવી તે સારી રીતે સમજતી હોવાથી પોતાના પુત્રની સ્ત્રી ઉપર પુત્ર જેવો જ પ્રેમ રાખતી હતી. તેને પ્રેમથી શિક્ષણ આપતી હતી. નવરાશના વખતમાં બેસી ન રહેતાં કંઇને કંઈ વાંચવું, ઘરની વ્યવસ્થા રાખવી, અને કાંઇ ભરવું, ગુંથવું, શીવવું વિગેરે કામ કરવાનું તે શિક્ષણ આપતી. લક્ષ્મી તેને પોતાની માતા જેટલા જ હેતથી ચ્હાતી હતી. જયાદેવી જે કાંઈ કહેતી તે પ્રમાણે તે કર્યું કરતી.

વહુને ઘરકામમાં હોંશીયાર કરવી, ધીમે ધીમે પોતાનું કામ તેને શીખવાડવું અને યથાર્થ ગૃહિણી બનાવવા યત્ન કરવો. પત્ની તરીકેનું તેનું શું શું કામ છે તેનું શિક્ષણ આપવું. પતિસેવા શી રીતે કરવી, દમ્પતી ધર્મ, સંસારમાં રહી દમ્પતીએ આનંદનો અનુભવ શી રીતે કરવો, ઘર કારભાર શી રીતે ચલાવવો, વિગેરે અનેક બાબતોનું વહુને શિક્ષણ આપવું એ સાસુનું કામ છે. પોતાના ઘરમાં આવી વહુ સુખી થાય, આનંદમાં રહે, પોતાના વર્તનથી અસંતોષ ન થાય, હંમેશાં કહ્યાગરી અને કામગરી બને એવી બનાવવા તરફ સાસુએ ધ્યાન આપવું જોઇએ.

વહુને હોંશીયાર અને યથાર્થ ગૃહિણી બનાવવાથી સાસુને સુખ થાય છે. તેણે જાણવું જોઈએ કે જેની સાથે પોતાના પુત્રને જન્મારો ગાળવાનો છે, જેના વિચાર અને વર્તન ઉપર પોતાના પુત્રનો સુખ દુઃખનો આધાર છે તેની વહુને પુત્રને અનુકુળ થાય, તેને સુખી રાખે અને પોતે સુખી રહે એવી થાય એવું શિક્ષણ આપવા સાસુએ કાળજી રાખવી. વહુને આખા દિવસમાં ઘરકામ સિવાય જાણે બીજું

કામ જ નથી એમ માની રાત દિવસ ઘરનું મજુરીનું કામ કરાવ્યાં કરવું અને બીજી ઘરની બાબતોમાં અજાણુ રાખવી, એ પોતાના પુત્રને ભવિષ્યમાં દુઃખકર્તા છે. માટે જો પોતાના પુત્રનું ભલું ઇચ્છવું હોય તો વહુને તેને લાયક બનાવવી એ સાસુનું કર્તવ્ય છે.

જયાદેવીએ પણ લક્ષ્મીને તેવું શિક્ષણ આપવા માંડયું. પોતાના પુત્રની ભવિષ્યની સુખ દુઃખની ભાગીયણ જે લક્ષ્મીવહુ તેને તે પોતાના પુત્રને ઉપયોગી થાય, અને તેમનો ઘરસંસાર સુખી નીવડે તેવી બનાવવા યત્ન કરતી. તેને નવરાશના વખતમાં અનેક પતિ પત્નીનાં આખ્યાન કહી સંભળાવતી. સીતાએ કરેલી પોતાના પતિની સેવા, દુઃખમાં પણ પતિના સંગે રહી, અનેક દુઃખને સહન કરવા છતાં પણ પતિવ્રતપણાનો ત્યાગ ન કરતાં અખંડ પતિસેવામાં ચિત્ત રાખતાં હતાં. એમના જેવાં દરેક સ્ત્રીએ થવાની જરૂર છે. પતિની પ્રસન્નતા જાળવવી એ પત્નીનું કાર્ય છે. સંસારનાં સુખનું મૂળ સ્ત્રી છે. એક સતી સ્ત્રી ધારે તો એક ઘરને સ્વર્ગ તુલ્ય બનાવે છે અને જો કુલ્ટા સ્ત્રી ધારે તો તેજ ઘરને દુઃખાગાર બનાવે છે. પતિ કુચ્છંદી હોય, પોતાની મરજી પ્રમાણે ન વર્તતો હોય, વધુ ઉડાઉ હોય છતાં પણ જો સ્ત્રી ધારે તો તેને સુધારી શકે છે. આ પ્રમાણેનાં અનેક વચનો દાખલા દૃષ્ટાંતો વડે લક્ષ્મીને જયાદેવી સમજાવતી.

વહુ લક્ષ્મી પણ પોતાની સાસુની સેવા કરવામાં તત્પર રહેતી. સાસુ સસરાને પોતાનાં માબાપ તુલ્ય માનતી. તેમની આજ્ઞાનું પાલન કરતી. જેવી પોતાની મા ઉપર પ્રીતિ રાખતી તેવીજ સાસુ ઉપર પ્રીતિ રાખતી. જયાદેવી કાંઇ ભૂલ થઇ હોય અને કંઇ ઠપકો આપે તો તેથી રીશ ચઢાવતી નહિ. તે પોતાના હિતને માટે કહે છે એમ માની ફરી તેવી ભૂલ ન થાય તેની કાળજી રાખતી. ઘરકામમાં તો

હોંશિયાર હતી જ. તેની સાથે નવરાશના વખતમાં સારાં સારાં પુસ્તકો વાંચી જ્ઞાન મેળવતી.

જયાદેવી અને લક્ષ્મીદેવી એ પરસ્પર હંમેશાં સ્નેહથી વર્તતાં. આજકાલ જેમ વહુ સાસુનાં અને સાસુ વહુનાં ખોતરણાં ખોળે છે તેમ તે કરતાં નહિ. લક્ષ્મી જયાદેવીનું અનુકરણ કરતી. પતિસેવાનો પાઠ તો તે જયાદેવી પાસેથી શીખી હતી. કામમાં પણ હોંશીલી હતી. કેટલીક વહુઓ કામ કરવામાં ખંદાજી રાખે છે, કામ કરતાં કંટાળે છે, અને જાણે કોઈ પારકાના ઘરમાં વેઠે પકડી હોય તેવી રીતે કામ કરે છે તેમ લક્ષ્મી કરતી નહિ. તેને નાનપણમાંથી જ સાસરૂં તેજ પોતાનું ખરૂં ઘર છે એવું શિક્ષણ મળેલું હતું. તે વારંવાર પીયેર જવાની પણ હઠ કરતી નહિ. ભલે કોઈ વખત મળવા જવું હોય તો જતી. પોતે નવરી બેઠી હોય અને સાસુ કામ કરે તો તે જોઈ રહેતી નહિ પણ તરત સાસુ પાસેથી લઈ પોતે કામ કરવા મંડી જતી.

સાસુએ વહુને ઉત્તમ ગૃહિણી બનાવવા બનતું કર્યું હતું. જેમ પુત્ર અને પુત્રીને કેળવવાની કાળજી માબાપે રાખવાની છે તેમજ પોતાના પુત્રની વહુને કેળવવાની પણ તેમણે કાળજી રાખવાની છે. ઘરમાં પુત્ર કેળવાયલો હોય અને પુત્રની વહુ બીનકેળવાયલી હોય તો તે પુત્રને જન્મારા સુધી દુઃખ થાય છે. પણ જો બંને કેળવાયલાં, સરખે સરખા વિચારનાં અને એકબીજાને અનુકૂળ હોય છે તો તે ભવિષ્યમાં સુખી થાય છે. માટે સાસુએ વહુને કેળવવાની ખાસ જરૂર છે. તેને પોતાને ત્યાં આવે ત્યારે પારકીજણી ન માનતાં પોતાની પુત્રી જેટલી જ વ્હાલી માની તેને આ ઘરમાં અતડું ન લાગે તેવી રીતે વર્તવું. જયાદેવીએ પણ લક્ષ્મીને તે પ્રમાણે કેળવી હોંશીયાર બનાવવા બનતું કર્યું હતું.

---

# પ્રકરણ ૧૫ મું.

## ગૃહસ્થાશ્રમમાં સ્વર્ગીય સુખનો આનંદ.

સન્મુખરાય અત્યારે સર્વ પ્રકારે સુખી હતો. મુંબાઈમાં માન પ્રતિષ્ટા પણ સારી હતી. શેઠ રેવાશંકર ઉમ્મરે આવતાં આ લોકને ત્યજી ગયા હતા. તેમની મિલ્કતનું વીલ સન્મુખરાયના પુત્ર મણિરાયના નામનું કરી આપ્યું હતું. શેઠની મિલ્કત પણ હવે સન્મુખરાયની બની હતી. શેઠાણી રેવાબાઈ વિધવા થયાં હતાં. તે જયાદેવીની સોબતથી સુધરી ગયાં હતાં. તે પતિના ગુજરી ગયા પછી વૈધવ્ય પાળતાં હતાં. સાદાં વસ્ત્રો પહેરતાં, ખાનપાન પણ સાત્વિક લેતાં, પુત્રી લક્ષ્મીની કાળજી રાખતાં, તે પોતાના જમાઇ મણિરાય ઉપર પુત્રતુલ્ય હેત રાખતાં. દિવસનો ઘણો ભાગ ધર્મસંબંધી પુસ્તકો વાંચવામાં અને ઇશ્વર સ્મરણ કરવામાં ગાળતાં.

જયાદેવી વારંવાર તેમની પાસે આવી તેમને ઇશ્વરના સિદ્ધાંતો સંબંધી, વિધવા સ્ત્રીઓના ધર્મસંબંધી શિક્ષણ આપતી. અત્યારે જયાદેવીના ઉચ્ચ ચારિત્ર્યથી આ કુટુંબ સુખી હતું. સન્મુખરાયે થોડાક વર્ષ પહેલાં એક મિલ ઉભી કરી હતી તે પણ સારી ચાલતી હતી. પૈસે ટકે સુખી હતો. પુત્ર મણિરાયને તેણે નાનપણમાંથી શિક્ષણ આપવાની કાળજી રાખી હતી. આજે ઘણા માણસો પોતાના વેપાર ઉદ્યોગમાં વધુ કાળજીવાળા હોય છે. તેમાં તેમને નવરાશ ન મળતાં પુત્ર શું કરે છે તેની કાળજી રાખતા નથી. પુત્રને નિશાળમાં મૂકયો અને ઘેર માસ્તર રાખ્યો એટલે બસ, જાણે પોતાનું કાર્ય

પૂર્ણ થયું. પુત્ર ઉપર માબાપ દેખરેખ ન રાખવાથી ઘણા વિદ્વાન બાપનો પુત્ર અવિદ્વાન, ધનવાન બાપનો પુત્ર ઉડાઉ અને અવળે રસ્તે ચાલનાર થાય છે. માટે દરેક માણસે પુત્ર ઉપર કાળજી રાખીને તેને સન્માર્ગે ચઢાવવા યત્ન કરવો જોઇએ.

સન્મુખરાયે પણ પુત્ર મણિરાયમાં સારા ગુણો કેળવ્યા હતા. હંમેશાં કલાકથી બે કલાક તે પોતાના પુત્રને કેળવવા પાછળ કાળજી રાખતો. મનુષ્ય ગમે તેવો કુશળ હોય, ઘણું ધન કમાયો હોય છતાં પણ જો તે પોતાના પુત્રને યોગ્ય શિક્ષણ આપવાની કાળજી રાખતો નથી તો તેજ પુત્ર પોતાના પિતાનું કમાયલું ધન ઉડાવી દેતાં વાર લગાડતો નથી. પુત્રને માત્ર માસ્તરને સોંપી દેવાથી કાંઈ કાર્ય સરતું નથી. પુત્ર ઉપર કાળજી રાખી તેને ઉત્તમ ગૃહસ્થ બનાવવાની ફરજ તેના બાપના માથે છે. સન્મુખરાયે પોતાના પુત્રને ઉત્તમ કેળવણી આપી હતી. જેમ ભણવામાં હોંશીયાર બનાવવામાં લક્ષ આપ્યું હતું તેમ તે કર્તવ્યમાં પણ હોંશીયાર થાય તેની કાળજી રાખી હતી. આજે ઘણા માણસો ભણી જાણે છે, પણ ગણી જાણતા નથી. તેમને ચોપડીઓનું જ્ઞાન થાય છે, પણ કર્તવ્યનું જ્ઞાન થતું નથી. મણિરાય ભણવામાં હોંશીયાર હતો તેવીજ રીતે તેને અનુભવમાં મૂકવામાં પણ હોંશીયાર હતો.

આ ઘરમાં પતિ, પત્ની, પુત્ર, પુત્રવધુ સર્વે સુખી જણાતાં. હંમેશાં દરેકના મુખ ઉપર આનંદ તરવરી રહેલો હતો. દરેક પરસ્પર સ્નેહાળ હતાં. તેઓ આનંદ વાર્તા કરતાં હોય ત્યારે સ્વર્ગના સુખનો અનુભવ કરતાં હોય તેવાં જણાતાં. આ વખતે મુંબાઇમાં પ્લેગની શરૂઆત થઈ. ઈશ્વર સુખે આપે છે તેની સાથે દુઃખનો પણ અનુભવ કરાવી આ મિથ્યા સંસાર ઉપરની પ્રીતિ ઓછી કરાવે છે.

સંસાર અસાર છે, મિથ્યા છે, નાશવંત છે, એવું શાસ્ત્રો કહે છે. દરેક વસ્તુનું રૂપાંતર થયાં કરે છે. તેમાં મોહ ન રાખવો એમ શાસ્ત્રો જણાવે છે. એક વસ્તુ આજે મળે છે તેનાથી સુખ થાય છે પણ તે જ્યારે જાય છે ત્યારે દુઃખનો પણ અનુભવ તેજ વસ્તુ કરાવે છે.

મનુષ્ય દેહ પણ નાશવંત છે. દ્રવ્ય પણ ચળિત છે. તે જવા કે આવવાથી મોહ કે દુઃખ ન થવું જોઇએ. માત્ર ઇશ્વર જ નિત્ય છે. તેમનો સંબંધ રાખવો. ઇશ્વરાનુસંધાનનું સેવન રાખવું. સંસારના પદાર્થો મળે તો તે ભોગવવા, જાય તો તેથી દુઃખી થવું નહિ. આ પ્રકારે મનુષ્યોનો આ સંસારના નાશવંત પદાર્થોમાથી મોહ છૂટે તે માટે તેને દુઃખનો પણ અનુભવ થયાં કરે છે. દુઃખ વખતે ધૈર્ય રાખવું. સમાધાન રાખવું. કોઈ પદાર્થ આવવાથી સુખ થાય છે તેમ કોઈ પદાર્થ જવાથી દુઃખ થાય છે. માટે સંસારના પદાર્થોમાં મમત્વપણું ન રાખવું. સન્મુખરાય અને જયાદેવી તે જાણતાં હતાં. તેમને સંસારમાં અનેક પ્રકારનું દુઃખ વેઠવું પડયું હતું. ધન મળ્યું હતું તે ગયું પણ હતું અને પાછું મળ્યું પણ હતું. સંસારના પદાર્થો તો નદીના જળ જેવા છે. તેના આવવા અને જવાથી હર્ષ શોક ન રાખવો જોઇએ. માત્ર ઇશ્વરના ઉપર જ પ્રીતિ રાખી સર્વ પદાર્થના ગર્ભ ભાગમાં રહેલ ઈશ્વરની સાથે એકતા સાધવી એજ કલ્યાણ કરનાર છે.

મણિરાય આ પ્લેગમાં સપડાયો. સન્મુખરાય અને જયાદેવીનો એકના એક પુત્રને પ્લેગ થવાથી તેમને દુઃખનો પાર નહોતો. સર્વ ધન વૈભવ તે વખતે નકામાં લાગ્યાં. જો પૈસાથી જ સુખી થવાતું હોય તો સર્વ આ દમ્પતીને મળેલું છે છતાં અત્યારે દુઃખી છે. શેઠાણી રેવાબાઇની એકની એક પુત્રી લક્ષ્મી વિધવા થશે એવી

ચિંતાથી તેના દુઃખનો પાર રહ્યો નહોતો. મંદવાડ વધ્યો. મણિ-રાયને ભાન રહ્યું નહોતું. સર્વેએ આશા છોડી. જયાદેવી પણ ખૂણે પેસી રડતી, સન્મુખરાય તેના મનનું સમાધાન કરતો. ઈશ્વરની પ્રાર્થના કરવાનું કહેતો, એકના એક જુવાન પુત્રના આવા ગંભીર મંદવાડથી કોને દુઃખ ન થાય? સંસાર અસાર છે, મિથ્યા છે એવું કહેનારા પણ આવા વખતે પુત્ર સ્નેહથી ગળગળીત થઇ જાય છે. લક્ષ્મી બિચારી રડયાં જ કરતી. આ પ્રમાણે આ સુખી કુટુંબ અત્યારે દુઃખમાં આવી પડયું.

મધ્યરાતનો સમય છે. અમાસની રાત્રિ છે. મણિરાયનો શ્વાસ ચાલી રહ્યો છે. આજુબાજુ સન્મુખરાય, જયાદેવી અને રેવાબાઇ બેઠાં છે. બીજાં પણ કેટલાંક સ્નેહિઓ ત્યાં બેઠાં છે. દરેકના મોં ઉપર ચિંતા જણાય છે. ડાકટરો અને વૈદ્યોએ આશા મૂકી છે. આજે અમાસનો દિવસ ભારે છે એવું જોષીએ કહ્યું છે. આનંદી જયાદેવીના મુખ ઉપર અત્યારે આનંદને બદલે શોક છવાઈ રહ્યો છે. વેદાંતના અભ્યાસી, બ્રહ્મની વાતો કરનારા સન્મુખરાયના હૃદયમાં અત્યારે પુત્ર વિરહ થયાના ભયનો કારીઘા વાગી રહ્યો હતો. કેટલાક અપરિચિત મનુષ્યો એક બાજુ બેસી ધીમેથી વાતોના તડાકા મારી રહ્યાં હતાં. સવેએ આશા છોડી હતી. બારના ટકોરા વાગ્યા. એજ વખતે બહારથી કોઇએ બારણાને ધીમેથી ખખડાવ્યું. સન્મુખરાયે બારણું ઉઘાડયું તો કોઇ અજાણ્યો પુરુષ જણાયો. ભગવાં વસ્ત્ર ધારણ કર્યા હતાં, કપાળે ભષ્મ જણાતી હતી. માથું મુડાવેલું હતું, હાથમાં કમંડલ હતું, પગમાં પાદુકા હતી. તેણે બારણું ઉઘડતાં "હરિ ૐ" કહી સન્મુખરાયના સામી દૃષ્ટિ નાંખી. સન્મુખરાયે તેમને પધારો કહી નમસ્કાર કર્યા.

આ કોઇ મહાપુરુષ છે એમ સન્મુખરાયે ધાર્યું. આવા વિપત્તિના સમયમાં તેમને હર્ષથી આવકાર શી રીતે આપું? ક્યાં બેસાડું? શી સેવા કરૂં? એવું ધારવા લાગ્યો.

સંન્યાસીએ કહ્યું-" ભાઇ, પ્રસન્નતો છોને! કેમ ઉદાસ જણાવ છો?"

સન્મુખરાય—" સ્વામીજી, પધારો, આપના પધારવાથી આનંદ જણાશે." આમ કહી તેમને અંદર જ્યાં મણિરાયને સુવાડયો હતો ત્યાં લઈ ગયો.

સ્વામીજીએ અંદર મણિરાયને મરણ પથારીમાં સુતેલો જોઇ પૂછયું: " ભાઈ, આ કોણ છે? તેને શું થયું છે?"

સન્મુખરાયે સર્વ હકીકત કહી, અને વધારામાં કહ્યું કે: "અમે તો આશા મૂકી છે. હવે તેને આપ બચાવો તો કૃપા."

સ્વામીજીની નજર મણિરાયનાં નેત્રો સામે હતી. સ્થિર દષ્ટિથી સ્વામીજી તેના તરફ જોઈ રહ્યા હતા. પોતાની ઝોળીમાંથી એક મૂળાડીયું કહાડી ઘસાવ્યું. તેનો અર્ધોભાગ ગાંઠ ઉપર ચોપડયો અને અર્ધું પાયું. મણિરાય અચેતન જેવો થઇ ગયો હતો. પરાણે તેને તે પાવામાં આવ્યું. પાએક કલાક થયો એટલે તેના નેત્રોમાં ચંચળતા જણાઇ, તેણે સ્વામી સામું જોયું. થોડીવારે "અહો પ્રભો." આમ બોલ્યો. આમ સ્વામીજીના મૂળાડીયાથી મણિરાયમાં ચેતન આવવા લાગ્યું. થોડીવારે સ્વામીજીએ તેનો હાથ પકડી નાડી જોવા માંડી. થોડીવારે તેમણે તેના પેટ ઉપર હાથ ફેરવી દરદ જોતા હોય એમ કરવા માંડયું, અર્ધો કલાક થયો હશે એટલે સ્વામીજીએ પૂછયું: " ભાઈ, હવે તમને શું દરદ જણાય છે?"

જો મણિરાયની વાચા બંધ થઇ ગઇ હતી. ભાન પણ રહ્યું

નહોતું તેણે પાસું ફેરવી કહ્યું: "પ્રભો, પ્રભો! કાંઈ દરદ નથી. શાંતિ લાગે છે." આ સાંભળી સર્વનાં મોં હસતાં થયાં. સર્વેને ખાત્રી થઈ કે જરૂર માણુરાય જીવશે જ. વૈદો અને ડૉકટરો મથી મથી થાકયા છતાં જે દરદ ન મટયું તે આ કોઈ અજાણ્યા મહાપુરુષે આવી મટાડયું. ખરેખર કોઇ મહા પુરુષ, અથવા તો સાક્ષાત્ ઇશ્વર તો સંન્યાસીનું રૂપ લઇ નહિ આવ્યા હોય! ગમે તે હોય તે પછી જણાશે. અત્યારે તો જયાદેવી અને સન્મુખરાયનું પુન્ય આડે આવ્યું અને મણિરાયનો જીવ બચ્યો.

એકાદ કલાક પછી ફરી તેજ મૂળ ઘસાવીને પાયું અને ગાંઠ ઉપર ચોપડયું. બરાબર બે વાગે જોયું તો તાવ બીલકુલ નહોતો. ગાંઠ બેસી ગઇ હતી. તેણે પાણી માગ્યું. સ્વામીજીએ જાતે તેને પાણી પાયું. પાણી પીધા પછી તેનામાં વધુ હોંશીયારી જણાઇ. તે જાતે બેઠો થયો અને બે હાથ જોડી સ્વામીજીને પગે લાગ્યો. તેણે પોતાના માબાપના સામું જોઇ કહ્યું: "બાપુ, હવે મને મટયું. તમે ગભરાશો નહિ. આ મહાપુરષે મારો જીવ બચાવ્યો. હવે દુઃખ નથી."

આ સાંભળી સર્વનાં મુખ હસતાં થયાં. નીર્જીવ વસ્તુ સજીવન થાય તેમ અત્યારે સર્વના મોં ઉપર આનંદ જણાવા લાગ્યો. મણિરાય નવે અવતારે આવ્યો. લક્ષ્મીના આનંદનો પણ પાર રહ્યો નહોતો. સ્વામીજીએ કહ્યું: "ભાઇ, હવે તમે સુખેથી સુઇ જાવ. તમને મટી ગયું છે."

આમ કરતાં ત્રણેક વાગ્યા. મણિરાય સાજા માણસની માફક ઘસઘસાટ ઉંઘી ગયો. સ્વામીજીએ સન્મુખરાય અને જયાદેવીને પણ સુઈ જવાની આજ્ઞા કરી. અને કહ્યું કે: "હું બેઠો છું. તમે ઘણા દિવસના ઉજાગરા કર્યા છે માટે જરા આડા થાવ. ભાઇને હવે આરામ થઇ ગયો છે."

બીજાં સર્વે સુઇ ગયાં પણ સન્મુખરાય અને જયાદેવીને ઉંઘ ન આવી. તે વિચાર કરવા લાગ્યાં કે આટલી રાત્રે આ સંન્યાસી ક્યાંથી આવ્યા હશે, કોણ હશે, તેમણે આપણા ઉપર ઉપકાર કરવાની બાકી રાખી નથી. તે જાણે આપણને ઓળખતા હોય તેમ લાગે છે. આપણે પણ જાણે કોઈ વખત જોયા હોય એવા લાગે છે છતાં ઓળખાણ પડતું નથી. આવા અનેક પ્રકારના તે વિચારો કરવા લાગ્યાં.

મહાપુરુષ તો શાંત હતા. તેમની દૃષ્ટિ તો મણિરાયના ઉપર સ્થિર હતી. જાણે પોતાની દૃષ્ટિમાંથી દૈવી તેજ મણિરાયમાં પ્રસારતા હોય અને તેથી આરોગ્ય અર્પતા હોય તેમ જણાતું. તેમના મુખ ઉપર પ્રસન્નતા જણાતી હતી. કપાળમાં તેજ ઝળહળી રહ્યું હતું. ગમે તે હશે હવે સ્હવારે જણાશે એમ સર્વે ધારતાં. આમ અચાનક જાણે તે મણિરાયને બચાવવા આવ્યા હોય એમ લાગતું હતું. સ્હવાર થયું. મણિરાયને જાણે કશું થયું જ ન હોય તેમ તે ઉઠયો. તેનું શુષ્ક શરીર આરોગ્યવાળું જણાયું. તેણે મહાપુરુષને સાષ્ટાંગ કર્યાં. મહાપુરુષે તેના માથે હાથ મૂકી " દીર્ઘાયુ રહો " એવો આશીર્વાદ આપ્યો.

મણિરાય બચ્યો. સન્મુખરાય અને જયાદેવી ઉપર તુટી પડનાર દુઃખના વાદળને આ મહાપુરુષે વિખેરી નાંખ્યું. સર્વે આનંદી જણાતાં. મહાપુરુષને સન્મુખરાયે પૂછયું: " પ્રભો, આપે અમારા ઉપર મહદ્ ઉપકાર કર્યો છે. અમે આપના રૂણી છીએ. આપના ઉપકારનો અમારાથી શો બદલો વળી શકે તેમ છે ? ખરેખર આપ ઇશ્વર તુલ્ય છો. અમારા ઉપર આવી પડનાર મહાન દુઃખને આપે લઇ લીધું. અને અમને સુખી કર્યાં છે. આપ ક્યાંથી પધારો છો, તે જો હરકત ન હોયતો જણાવવાની કૃપા કરશો.

મહાપુરુષ—" ભાઈ, તેં મને ન ઓળખ્યો ? "

સન્મુખરાયને જાણે યાદ આવ્યું હોય તેમ તેણે કહ્યું—"અહો પ્રભો, આપ તેજ હિમાલયના મહાત્મા ! ખરે, આપને હું પામર જીવ ન ઓળખી શક્યો. અમારા ઉપર આપે કૃપા કરી જેથી અમે ઘણુંજ ખુશી થયાં છીએ." આમ કહી તેણે સાષ્ટાંગ કર્યા. જયાદેવીએ પણ તેમને ઓળખ્યા. તે મહાપુરુષ હિમાલયમાં મળ્યા હતા તેજ. માત્ર વેશ જુદો હતો. તે વખતે એકલી લંગોટી હતી, અત્યારે ભગવું કૌપીન ધારણ કર્યું હતું."

મહાત્માનાં દર્શન કરી સર્વે કૃતાર્થ થયાં. ફરી સુખી થયાં. મહાપુરુષોના મહાત્મ્ય અને તેમની દૈવીશક્તિના ચમત્કારનો અનુભવ થયો. તેઓ પોતાના સેવકો પ્રત્યે કેટલા દયાળુ હોય છે તેની ખાત્રી થઇ. આજે સન્મુખરાય અને જયાદેવીના આનંદનો પાર રહ્યો નહોતો, જાણે સાક્ષાત ઇશ્વર પોતાને ત્યાં પધાર્યા હોય અને જેવો આનંદ થાય તેવો આનંદ તેમને થવા માંડયો.

બીજે દિવસે તે સંન્યાસી જવા માટે તૈયાર થયા. તેમને સન્મુખરાયે એક બે દિવસ વધુ રહેવા પ્રાર્થના કરી અને કહ્યું કે: " પ્રભો ! હવે તો અમને ઉપદેશ આપી અમારા સ્વરૂપનું જ્ઞાન થાય તેવો માર્ગ બતાવો ? "

મહાપુરુષ દયાળુ હોય છે. ભક્તના અંતઃકરણની પરીક્ષા કરી શકે છે. તેમણે આ દમ્પતીના સરળ હૃદયની પરીક્ષા કરી લીધી. તેમને આ સંસાર સાગરમાંથી તરવા માટેનો " ઉપદેશ—ગુરુમંત્ર " આપ્યો. ત્રણેક દિવસ તે ત્યાં રહ્યા અને પછી સર્વને આશિર્વાદ આપી ચાલ્યા ગયા. મણિરાયને જીવતદાન મળ્યું. તે હવે હોંશીયાર

થઈ ગયો હતો. સર્વ ડાકટરો અને વૈદ્યોને ચમત્કાર જણાયો. આવ
રીતે આ કુટુંબ પાછું સુખનો અનુભવ કરવા લાગ્યું.

સન્મુખરાય અને જયાદેવી હવે ઇશ્વરોપાસનામાં વધુ વખ
ગાળતાં હતાં. સંસારનો ભાર તેમણે પોતાના પુત્ર મણિરત્નને સોંપ્યે
હતો. મણિરાય પણ હવે પોતાનો કારભાર સારી રીતે ચલાવી શ
તેવો હોશીયાર થઈ ગયો હતો. લક્ષ્મીએ પણ હવે જયાદેવીનો ચાજ
લઈ લીધો હતો. તે દમ્પતી પણ દામ્પત્ય પ્રેમથી આનંદ માણત
હતાં. રેવાબાઇ શેઠાણી આજ વખતમાં દેહને છોડી ચાલ્યાં ગય
હતાં. લક્ષ્મીને પોતાની માતાના મરણથી દુ:ખ તો થયું પણ અ
સંસારમાં સર્વ નાશવંત છે, જ્યાં સુધી જેનો સંબંધ રહેવો ઘ
ત્યાં સુધી રહે છે એમ માની દુ:ખને ભૂલી હતી. હવે શેઠનો વારસે
મણિરાયને મળ્યો હતો. પૈસો ટકો ઘણો થઈ ગયો હતો. તેનો ઉ
પોગ પણ તે સારો કરી જાણતો. દ્રવ્યની સ્વતંત્રપણે વ્યવસ્થ
કરવાની તેને છુટ હતી. હવે સન્મુખરાય કે જયાદેવી વ્યવહારમાં બિ
લકુલ ધ્યાન આપતાં નહિ. તે ઘણો વખત સંયમમાં અને જ્ઞાન
પુસ્તકો વાંચવામાં ગાળતાં.

મણિરાય અને લક્ષ્મી પણ આનંદમાં રહેતાં. કોઇ પણ વખ
તેમના વિચારમાં મતભેદ થતો નહિ અને કદાચ થાય તો તરત સમ
ધાન થઇ જતું. લક્ષ્મી પતિસેવા કરવા ઉપરાંત સાસુ સસરાની સેવ
કરવામાં પોતાનાં ધનભાગ્ય માનતી ઘરના કામકાજમાં લક્ષ આપ
વાનું તેને માથે હતું. પતિનાં વસ્ત્રો સંભાળવાં, પતિને કયે વખ
શું જોઇશે તેની કાળજી રાખવી, પતિ પોતાના ઉપર પ્રસન્ન ર
તેમ વર્તવું. ઘરની બીજી વસ્તુઓની વ્યવસ્થા રાખવી એ સર્વ કા
તે કરતી. તે કાર્ય કુશળ હતી. ઘરમાં નોકર ચાકરો પાસે કામ લેવામ
બેકાળજી રાખતી નહિ. સ્વચ્છતા રાખવામાં અને ઘરની દરેક વસ્

ઓ જ્યારે જે જોઇએ તે ઝટ મળી શકે તે પ્રમાણે વ્યવસ્થીત ગોઠવવામાં તે કાળજી રાખતી. રાંધવામાં પણ અનાજ સાફસુફ કરવામાં, વાસણો સ્વચ્છ રાખવામાં, પાણી ગળવામાં, રસોડું સાફ રાખવામાં બેકાળજી રાખતી નહિ. તે હવે શેઠાણી બની હતી. છતાં પણ શેઠાણીના અહંકારમાં ફુલાઇ જતી નહિ. સર્વ ઉપર દયા રાખતી. દાન પણ કરતી. સર્વ કરતાં હંમેશાં સાંજે વાળુ કરી બધાં દિવાનખાનામાં બેસતાં. શરૂઆતમાં આનંદવાર્તા કરતાં. તે પછી સાથે બેસી સંયમ કીર્તનાદિ કરતાં અને એક કલાક કોઇ જ્ઞાનનું પુસ્તક વાંચવામાં સમય ગાળતાં. સર્વના મુખ ઉપર આનંદ જણાતો, દરેકનું હસતું મુખ જોઈ તેમને મળવા આવનાર મનુષ્યો પણ હસમુખાં થાય એમાં નવાઈ નહોતી.

આ પ્રમાણે આ દમ્પતી સુખી થયાં, આનંદનો અનુભવ કર્યો અને પોતાનાં પુત્ર, પુત્રવધૂને પણ સુખી અને આનંદી બનાવ્યાં. સર્વે સ્ત્રીપુરુષોએ આવાં સુખી દમ્પતી થવાની જરૂર છે. સન્મુખરાય અને જયાદેવી જેવાં સર્વ પુરુષો અને સ્ત્રીઓ થાય એજ શુભેચ્છા છે.



## આ લેખકનાં સ્ત્રી ઉપયોગી પુસ્તકો

# સ્ત્રી હીત શિક્ષા

અને

# ચન્દ્રકાન્તાની આત્મકથા.

આ પુસ્તકમાં લગભગ ત્રીસ ઉપરાંત પ્રકરણોમાં–સ્ત્રીઓની મહત્તા, પતિસેવા, પત્નીનો પતિ પ્રત્યેનો ધર્મ, પતિની પત્ની પ્રત્યેની ફરજ, પતિવ્રતપણું શી રીતે પાળવું, સ્ત્રીઓનો ઘરકારભાર, સ્ત્રીઓની જવાબદારી, સંકટ વખતે પતિને સહાય કેવી રીતે કરવી, સતી સ્ત્રીઓનું જીવન, સ્ત્રીઓનું દૈવી જીવન, સ્ત્રીઓનું ગૃહિણીપદ, સ્ત્રીઓને સ્વર્ગીય સુખ શી રીતે મળે, સ્ત્રી પુરુષના ધર્મ, સ્ત્રીઓનું શિયળવ્રત, વિધવા સ્ત્રીઓના ધર્મ, સ્ત્રીઓનું ઇશ્વરપરાયણ જીવન, સ્ત્રીઓ એ પતિની અર્ધાંગના છે, સંસારમાં સ્ત્રીઓની પદ્ધિ, સ્ત્રીઓના ઉત્તમ આચારવિચાર, સ્ત્રીરોગ ચિકિત્સા, બાળકોને કેવી રીતે કેળવવાં, બાળકોની દવાઓ વિગેરે પ્રકરણો ઉપરાંતઃ—

સતી સીતા, અનસૂયા, દેવહુતી, નર્મદા, સાવિત્રી, દમયંતી, દ્રૌપદી, મદાલસા, સુકન્યા, અહલ્યા, અરૂન્ધતી, વૃંદા, દેવયાની, શર્મિષ્ટા, મૈત્રેયી, ગાંધારી, તારામતી, મહાશ્વેતા, કાદમ્બરી, શકુન્તલા, લોપામુદ્રા, શાંડિલી, જરત્કારૂ, ભામતી, કૌશલ્યા, કૈકેયી, સુમિત્રા, રેણુકા, મંદોદરી, સુલોચના, કુન્તાજી, માદ્રી, અદિતી, રેવતી, રૂક્ષ્માણી, તારા, ઇલા, વેદવતી, સુભદ્રા, ઉત્તરા, ભારતી, વાગદેવી, અપાલા, વિશ્વવાહા, ઘોષા, સત્યરૂપા, અંશુમતી, ભોગવતી, માયા-

દેવી, યશોધરા, શબરી, ગાર્ગી, સતી પાર્વતી, લક્ષ્મીજી, સરસ્વતી, ઇન્દ્રાણી, ઓખા, સત્યવતી, દુઃશલા, માલતી, પદ્મા, પદ્મણી, સત્યભામા, કાલિંદી, સરમા, અંજની, મૂર્તિ, શ્રદ્ધા, શુચિસ્મીતા, શશીકળા, ખન્ના, કલાવતી, સુનીતી, શકિત, સુડાલા, લીલાવતી, નાચી, સુલભા, ચન્દ્રપ્રભા, બ્રાહ્મણી, કળાવતી, કર્મદેવી, કૃષ્ણાકુમારી, સત્યવતી, સંયુક્તા, કર્મદેવી, તારાબાઈ, વીમળદેવી, રાજુલા, સોનરાણી, જસમા, ગુણસુંદરી, રાણકદેવી, વીરમતી, મીનળદેવી, અહલ્યાબાઈ, ગૌરીબાઇ, લક્ષ્મીબાઈ, શરત્સુંદરી, હેમંતકુમારી, પન્ના, સરદારબા, ચંદા, મીરાંબાઇ, યશોદા, મેનાવતી, અઘોરકામિની, એઙુલા, સુંદરબા, લાલબા, રૂપસુંદરી, નાગદેવી, પ્રભા, વિદુલા, ચન્દ્રકાન્તા, શાન્તિકા, પદ્મિની, રામેશ્વરી, કાન્તિ, સુલિબા, જયા, કળાવતી, રોહિણી, મૃગનયની, મેના, ઉભયકુમારી, ઇચ્છનકુમારી, સારીકા, ભાનુમતી, વિગેરે લગભગ ૧૫૦ ઉપરાંત સતી સ્ત્રીઓનાં જીવન ચરિત્રો ઉપરાંત

રામચન્દ્રજી, અત્રિઋષિ, કર્દમમુનિ, કૌશિક, સત્યવાન, નળરાજા, પાંડવો, ઋતુધ્વજ, ચ્યવનઋષી, ગૌત્તમ, વસિષ્ઠ, જાલંધર, કચ, યયાતી, યાજ્ઞવલ્કય, ધૃતરાષ્ટ્ર, હરિશ્ચંદ્ર, પુંડરીક, દુષ્યંત, અગસ્ત્યમુનિ, દશરથ, જમદગ્નિ, રાવણ, કશ્યપ, શ્રીકૃષ્ણ, બળદેવ, શક્તિ, અર્જુન, અભિમન્યુ, નાગરાજ, બુધ્ધ ભગવાન, ભીષ્મ, ધ્રુવ, શંકરાચાર્ય, જનક, પ્રેમાનંદ, પૃથ્વીરાજ, અમરસિંહ, રાજસિંહ, નેમીનાથ, ચાંપરાજહાડા, કેશવ, જગદેવ પરમાર, રાખેંગાર, જસવતસિંહજી, જયશીખરી, ગોપીચન્દન, તુલસીદાસ વિગેરે લગભગ ૧૫૦ ઉપરાંત પવિત્ર પુરુષોનાં જીવન ચરિત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે. આવું અતિ ઉત્તમ પુસ્તક દરેક સ્ત્રી પુરુષને વાંચી મનન કરવા જેવું છે. દરેક બાળકને અભ્યાસ કરાવવા જેવું છે. આ પુસ્તક એવું

ઉપયોગી છે કે તે દરેક ઘરમાં હોવું જ જોઇએ. આ પુસ્તક ઉપરથી સ્ત્રીઓ પોતાનું ચારિત્ર્ય ઉત્તમ બનાવી શકે છે. પતિને ગૃહસ્થાશ્રમમાં સ્વર્ગીય સુખનો અનુભવ કરાવી શકે છે.

ગૃહસ્થાશ્રમના સુખનો આધાર સ્ત્રીઓ ઉપર છે, બાળકોની ઉન્નતિનો આધાર સ્ત્રીઓ ઉપર છે. સ્ત્રીઓ કેળવાયલી અને સુશિક્ષિત હોય છે તો પતિને સુખ આપી શકે છે. બાળકોને સારી કેળવણી આપી ઉછેરે છે. સંપ, સુખ, અને આનંદને પ્રવર્તાવી શકે છે. દરેક સ્ત્રીને આ પુસ્તક ખાસ વંચાવવા જેવું છે. સ્ત્રીઓએ તો તેનો રોજ પાઠ કરવો જોઇએ. જે સ્ત્રી અભણ હોય તેને તેના પતિએ જરૂર આ પુસ્તક રોજ થોડું થોડું વાંચી સંભળાવવું જોઇએ. પતિને કામ ધંધાથી કંટાળી ઘેર આવતાં સ્ત્રીઓ જ આનંદ ને સુખ આપી શકે છે. જો તમને ઘરમાં કલેશ થતો ગમતો ન હોય તો, જરૂર આ પુસ્તક મંગાવી સ્ત્રીઓ, બાળકો, અને છોકરીઓને વંચાવો.

દરેક બાળકીએ અને સ્ત્રીઓએ તેનો અભ્યાસ કરવો જોઇએ. જાડા ગ્લેઝ કાગળો, પાકું પુઠું, લગભગ ૪૦૦ ઉપરાંત પાન. કીં. રૂા. ૪—૦—૦. હવે થોડી નકલો બાકી છે. બહાર પડતાં જ ખપી જવા આવ્યું છે તેવી તેની ઉપયોગિતા છે.

જેઠાલાલ દેવશંકર દવે,
તંત્રી ભાગ્યોદય—અમદાવાદ.



### સ્ત્રી ઉપયોગી ઉત્તમ પુસ્તક

# ગૃહિણી રત્નમાળા

### અને

# કૌમુદિની આત્મકથા.

આ પુસ્તકમાં દરેક સ્ત્રીઓને ઉપયોગી થાય તેવા ઉત્તમ વિષયોનો વાર્તારૂપે સંગ્રહ કરવામાં આવ્યો છે, દરેક સ્ત્રીએ તેનો અભ્યાસ કરવો જોઇએ. તેમાં ૨૫ પ્રકરણ છે. ૧ કૌમુદિની આત્મકથા, પતિની સાથે પત્નીએ કેવી રીતે વર્તવું, પતિ પત્નીનો પરસ્પરનો પ્રેમ, સ્ત્રીઓનું ચારિત્ર્ય, સતીત્વ એજ સ્ત્રીઓનું અમૂલ્ય રત્ન છે, સ્ત્રીએ પતિ સાથે કેમ વર્તવું, સ્ત્રીઓનું શરમાળપણું, સ્ત્રીઓની ગુપ્ત વાત પ્રકટ કરવાની ટેવ, વિનયી થવું, સ્ત્રીઓનું હૃદય, પાડોશી સાથે શી રીતે વર્તવું, ગૃહસ્થાશ્રમમાં વિઘ્ન નાંખનાર શત્રુઓ, આવક ઉપર નજર રાખી ખર્ચ કરવું, સાસુ વહુનું પરસ્પર કર્તવ્ય, પુત્રીને શિક્ષણ, સ્ત્રીઓની ગંભીરતા, સ્ત્રીઓનો સ્વભાવ કેવો જોઇએ, સ્ત્રીઓનો સંતોષ, સ્ત્રી શિક્ષણની જરૂર, નવરાશનો વખત કેમ ગાળવો, શરીરની સંભાળ, બાળકોનું લાલનપાલન, ગૃહિણીપદ, ગર્ભવતી સ્ત્રીનું કર્તવ્ય, સ્વર્ગીય સુખ આપનાર વાતો. વિગેરે વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. કીં. રૂા. ૨–૦–૦.

---

# સુખી ગૃહ સંસાર.

આ પુસ્તક પણ ઉપયોગી, દરેક ઘરમાં વાંચવા યોગ્ય છે. કીં. રૂા. ૧–૮–૦.

ભાગ્યોદય ઑફીસ—અમદાવાદ.

રૂ. પાંચસો ખર્ચતાં ન મળે તે પુસ્તક માત્ર રૂ. ૧૨ માંજ ફોજદારી રેવન્યુ અને દીવાની તમામ કાયદાઓનો સંગ્રહ.

# કાયદાનો શિક્ષક

( ત્રીજી આવૃત્તિ ) એ પુસ્તકમાં તમામ કાયદાઓ છે. તેની બે હજાર નકલો ખપી જવાથી હાલમાં બીજી આવૃત્તિ નવા સુધારા વધારા સાથે બહાર પાડી છે જે ખપી જવા આવી છે. જેમાં દોઢસો ઉપરાંત કાયદાઓ છે. જેમાં લગભગ તમામ કાયદા આવી જાય છે. જેવા કે,

**ફોજદારીમાં**—ક્રીમીનલ પ્રોસીજર કોડ ( જરૂરી ટીકા સાથે ) ઈન્ડીઅન પીનલકોડ જરૂરી ટીકા સાથે પુરો, ડીસ્ટ્રીકટ પોલીસ એકટ, વીલેજ પોલીસ એકટ, ડબાનો કાયદો, રેલ્વેના કાયદો, આબકારી કાયદો, મ્યુનીસીપાલીટીનો કાયદો, પુરાવાનો કાયદો, પેટંટનો, કોપીરાઇટનો, કંપનીનો, ટ્રામ્વેનો, વીમા કંપનીનો, હીંદુસ્તાનના રક્ષણનો, જુગારનો, પ્રેસનો, વૈદ્યનો, અફીણનો, ફટકાનો, ગાંડાપણાનો, સરકારી છુપી વાતોનો મોટરનો, સેનીટરીનો, મીઠાનો વીગેરે ઘણા ફોજદારી કાયદાઓ છે.

**દીવાનીમાં–સીવીલ** પ્રોસીજર કોડ પુરો, ઓર્ડરો સાથે, મુદતનો કાયદો, હીંદુ લો, મુસલમાની સરેહ, કોર્ટફીનો, કરારનો, ઇઝમેન્ટનો, ટ્રસ્ટનો, સ્ટાંપનો, રજીસ્ટ્રેશન, ટ્રાન્સફર ઓફ પ્રોપર્ટી, કોર્ટ ઓફ વોર્ડસ, દક્ષીણના ખેડુતોનો, વારસાનું સરટીફીકેટ લેવાનો, હીંદુ વીધવાના પુનર્લગ્નનો, વાલી નીમવાનો, સમ ખાવાનો, વ્હેંચણ

કરવાનો, નાદારીનો, પ્રોબેટનો, પારસીઓના લગ્ન ને વારસાનો વીગેરે ઘણા કાયદાઓ છે.

રેવન્યુ યાને મુલ્કીમાં—લેન્ડરેવન્યુ કોડ પુરો—અગત્યની નોટ અને રૂલો સાથે સુધારેલો, મામલતદારની કોર્ટનો કાયદો ( કબ્જા હકનો ). નરવાનો, તાલુકદારોનો, જકાતનો, ગરાસનો, વતનનો, તગાવીનો, લોકલફંડનો, ઇન્કમટેક્ષનો, મતાદારોનો, બંદરોનો, વ્હાણોનો, જંગલોનો, વતનનો, ઈરીગેશનનો વગેરે ઘણા કાયદાઓ છે. કીં. રૂ. ૧૨–૦–૦ પો. ૦–૯–૦

મુંબઈ હાઇકોર્ટના જડજ નામદાર લલ્લુભાઇ શાહ લખે છે કે:—પુસ્તકમાં ઘણા નાના મોટા કાયદાઓનો સમાવેશ કરેલો જણાય છે. અંગ્રેજી નહિ જાણનાર માણસોને આ પુસ્તક ઉપયોગી થાય તે સ્વાભાવિક છે.

ભાગ્યોદય ઑફીસ—અમદાવાદ.

વગર માસ્તરે વગર મહેનતે માત્ર છ માસમાં જ
અંગ્રેજી, મરાઠી. હિંદી, સંસ્કૃત, ઉર્દુ, બંગાળી,
શીખવાનું ઉત્તમ પુસ્તક

# માસ્ટર ઑફ નૉલેજ.

આ પુસ્તક ઉપરથી ગમે તેવો ગુજરાતી ભણેલો માણસ માત્ર જુજ મહેનતથી થોડાજ વખતમાં અંગ્રેજી, હિંદી, મરાઠી, સંસ્કૃત, ઉર્દુ અને બંગાળી લખી, વાંચી શકે તેટલું શીખી શકે છે. દરેક માણસે અંગ્રેજી જાણવાની ખાસ જરૂર છે. તે ઉપરાંત હિંદી, મરાઠી, બંગાળી પણ જાણવાથી ઘણા લાભ છે. દરેક ભાષા શીખવા માટે ઘણાં વર્ષો અને હજારો રૂપીઆ ખર્ચ થાય તેમ છે. છતાં

માત્ર જુજ કીંમતમાં થોડાજ વખતમાં આ પુસ્તક ઉપરથી દરેક માણુસ ઉપરની ભાષાઓ શીખી શકશે. કીંમત રૂ. ૧૦—૦—૦ હવે જુજ નકલો બાકી છે.

---

# શ્રી ચરક સંહિતા.

મૂળ સહિત ગુજરાતી ભાષાંતર—ભાગ ૧ લો—આયુર્વેદનું જુનામાં જુનું અને અત્યંત ઉપયોગનું આ પુસ્તક છે જેના સંબંધમાં યુરોપીયન એમ. ડી. થયેલા ડૉક્ટરોએ તેને વખાણેલું છે. જેમાં એવી એવી શોધો અને દવાઓ છે કે જેના ઉપરથી લોકોએ બીજા હજારો ગ્રંથો રચ્યા છે. કીમત માત્ર રૂ. ૫. પોસ્ટ ૦—૮—૦

મુંબાઇ આયુર્વેદિય કોલેજના પ્રિન્સીપાલ સાહેબ મે. પોપટભાઇ પ્રભુરામ વૈદ્ય—એલ. એમ. એન્ડ એસ. જે. પી. લખે છે કે પુસ્તક ઘણુંજ ઉપયોગી ને દરેકના ઘરમાં રાખવા જેવું છે.

---

ભૂત ભવિષ્ય અને વર્તમાનકાળની વાત ઘેર બેઠાં તમારે તમારી મેળેજ જોતાં શીખવી હોય તો

# ભવિષ્યવેત્તા. ( ત્રીજી આવૃત્તિ. )

આ પુસ્તક ઉપરથી તમે તમારા ભવિષ્યમાં શું બનશે. સુખ કે દુઃખ, કયારે પૈસાદાર થઇ શકાશે, કયો ધંધો કરવાથી લાભ મળશે, કયા ધંધામાં ખોટ જશે, કયારે નફો મળશે, વરસાદ વરસશે કે નહિ, રૂ, અનાજ, ચાંદીના ભાવ કયારે કેટલા વધશે અને કેટલા ઘટશે, ઉપરાંત અમુક કામ કયારે સિદ્ધ થશે, અમુક કામનું પરિણામ શું આવશે

વિગેરે ભવિષ્યમાં બનવાની વાતો આ પુસ્તકના આધારે તમે જોઇ શકશો.

ઉપરાંત વર્ષફળ, જન્મકુંડળી ને જન્મોતરી તમે તમારે હાથે બનાવી શકશો. તે ઉપરથી તમે તેમાં જોઈ તમારૂં કે પારકાનું ભવિષ્ય જોઇ શકશો. રાશી, દશા, ગ્રહો અને જન્મોતરી ઉપરથી કયારે કેવું કેવું સુખ કે દુઃખ પડશે, પ્રજા થશે કે નહિ, સ્ત્રી મળશે કે નહિ તે જોઇ શકશો. હસ્તરેખા ઉપરથી ભવિષ્યની વાત જોઈ શકાશે તેમાં આપેલાં સામુદ્રિક અને સ્વરોદય શાસ્ત્ર ઉપરથી તેમજ રમળ-શાસ્ત્ર ઉપરથી તમારા ને સામાના ભવિષ્યમાં બનનારા બનાવો તમે આરસીમાં જુવો તેવીજ રીતે પ્રત્યક્ષ જોઇ શકશો. કીં. રૂ. ૪–૦ પો. ૦I

# વૈદ યાને વૈદક ભાગ ૧ લો અને ૨ જો.

આ પુસ્તકમાં તમામ રોગ મટે એવાં ઔષધો અને વનસ્પતિશાસ્ત્ર આપવામાં આવ્યાં છે. આ ઔષધો અકસીર વનસ્પતિમાંથી તે શી રીતે બનાવવાં, તથા કઈ દવા કયા કયા રોગ મટાડે છે તે તથા દવા કઈ કઇ વનસ્પતિની કેવી રીતે બનાવવી તે, તથા દરેક ધાતુ તથા વિષનું શોધન કરી ભસ્મો બનાવવાની રીત, તથા તેની બનતી માત્રાઓ, અવલેહો, ઘૃતો, તલો, તથા આસવો વગેરે બનાવવાના પ્રયોગો દરેક માણસ સમજી શકે તેવા આપ્યા છે. કીં. રૂ. ૧॥

# સરવે રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ.

**ચોથી આવૃત્તિ**—આ પુસ્તકમાં ઇંડીઅન પીનલકોડની અગત્યની કલમો, ક્રીમીનલ પ્રોસીજર કોડ, ડીસ્ટ્રીકટ પોલીસ એકટ, વિલેજ પોલીસ એકટ, લેન્ડ રેવન્યુ કોડ, તે ઉપર થયેલી રૂલ, મામલતદાર કોર્ટ એકટ, ગામના ને તાલુકાના નમુના, સરવાઇની રૂલ, સર્કલ ઇન્સ્પેકટરની રૂલ, અફીણનો એકટ, આબકારી એકટ, મીઠાનો એકટ વિગેરે ૨૦ કાયદાઓનો સમાવેશ છે. કીં. રૂ. ૪.

**ઘરનો વૈદ**—આ એક ઉત્તમ વૈદકનું પુસ્તક છે. જેના દસ ભાગ છે. તેમાં લગભગ ૫૦) પ્રકરણો છે. જેમાં શરીરનું ને તેની અંદર આવેલા અવયવોનું જ્ઞાન, ઇંદ્રિયોનું જ્ઞાન, વનસ્પતિ કોષ, કુદરતી ઉપચારો, દરેક રોગ, તેનાં કારણો, લક્ષણ, ને ઉપાયોનો સમાવેશ છે. કીં. ૦—૧૨—૦

ભાગ્યોદય ઓફીસ–અમદાવાદ.

સ્ત્રીઓને શક્તિ આપનારી દવા

# સુંદરી સાથી (રજીસ્ટર્ડ)

સ્ત્રીઓને થતાં ગુહ્ય દરદો, લોહીવા રક્ત. અને શ્વેતપ્રદર, માસિક અટકાવ અનિયમિત આવવો; ફાટ, ચુસ, કળતર ધાતુનું જવું, શરીર સુકાઇ ધોળી પુણી જેવું થઇ જવું, અશક્તિ, ગર્ભાશયનો સોજો, તાવ, ઉલટી, માથું ચઢવું, કેડો ફાટવી; હાંફ ચઢવો વિગેરે સ્ત્રીઓનાં તમામ દરદો આ દવાથી મટી જાય છે, અને શરીર તંદુરસ્ત બનાવી શક્તિ વધારે છે. ગર્ભાશયને સુધારી ગર્ભ ધારણ કરી શકે તેવું બનાવે છે. સુવાવડના રોગો મટે છે. આ દવા પીવાથી અધુરે કસુવાવડ થતી નથી. લાખો સ્ત્રીઓએ તેનો ઉપયોગ કરી અનુભવ કરેલો છે. એક વાર મંગાવી ખાત્રી કરવા ભલામણ છે. બા. ૧ ની કીં. રૂ. ૧-૦ ત્રણની કીં. રૂ. ૨-૧૦-૦

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

પુરૂષોના ધાતુગત દોષો મટાડી શક્તિ આપનાર

# જીવન

આ જીવન એ ખરેખર મનુષ્ય માત્રને નવીન જીવન બક્ષનાર છે. તેના સેવનથી શરીર મજબુત અને પુષ્ટ થાય છે. અશક્તિ, ધાતુગત દોષો, અમ્લપિત, ખાધુ ન પચવું, બંધકોશ, ધાતુનું જવું, સાંધા દુખવા, શ્વાસ ચઢવો, કંટાળો આવવો, દુબળાપણું વગેરે દોષો મટાડે છે.

આ જીવનથી શરીરમાં નવી જુવાની અને બળ આવે છે.

બાધુ પચે છે, અને લોહીને સુધારી શરીર પુષ્ટ રાખે છે. મગજે
ંડક આપે છે. જ્ઞાન શક્તિને વધારે છે. યાદદાસ્તને તીવ્ર બનાવે છે
મને માનસિક શ્રમને મટાડે છે. હમેશાં શરીર નિરોગી રાખી મગજે
ંડક આપી શરીરમાં શક્તિ આપનાર આ એકજ ઔષધ ગુણકારી
યું છે. હજારો માણુસોએ વાપરી ખાત્રી કરી છે. હાલ હજારો
ાણુસ તેનો ઉપયોગ કરે છે. રતલી ડબાની કીં. રૂ. ૨—૦—૦
ાણુની કીં. રૂ. ૫. પોસ્ટેજ ૦—૮—૦.

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

# હીસ્ટીરીઆહર પીલ્સ.

સ્ત્રીઓને જુવાન વયમાં રોગ લાગુ પડે છે. પછાડ આવે,
ેભાન થઈ મોઢે ફીણુ આવે, હાથપગ ઘસે, કેટલીક સ્ત્રીઓ ધુણે
ા લવારી કરે છે. કેટલાકો ભૂતના વ્હેમમાં ભૂવા આખડીમાં પૈસા
ખર્ચે છે. આ દવાથી ગમે તેવો જુનો હીસ્ટીરીઆ, વાઇ, મૂર્છા, અને
ફેર મટે છે. ઘણી સ્ત્રીઓના રોગો મટી ગયા છે એક વાર વાપરવા
ખાસ ભલામણુ છે. કીં. રૂ. ૨—૦—૦ અનુપાનની કીં. રૂ. ૨, મળી
. ૪—૦—૦ સુંઘવાની ડબી રૂ. ૧ ની મફત મળશે.

પણુજથી ભગવાનજી રણુછોડજી લખે છે કે,—અમારા ઘરમાં
ેક બાઇને હીસ્ટીરીઆ પીલ્સ અને અનુપાનનો ઉપયોગ કરાવ્યાથી
ઠવાડીયું ન થયું તેવામાં તો તેને આરામ થઈ ગયો એથી મને
ંશ્ચય થયો છે કે હીસ્ટીરીઆ ઉપર તમારી એ દવા રામબાણુ
ીવડી છે.

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

# પ્રમેહનિવારણ પીલ્સ

આજકાલ સેંકડે પોણોસો માણસોને આ રોગ લાગુ પડેલો જણાય છે. કોઇને પ્રમેહ થયેલો હોય છે, તો કોઇને મધુપ્રમેહ, પેસાબે અગન બળે છે, ધાતુ જાય છે, કોઇને મીઠો કે સાકરીયો-મધુપ્રમેહ થયેલો હોય છે. નાના કે મોટા સર્વ કોઈ તેનાથી રીબાતા હોય છે. જો તમને પ્રમેહ કોઇપણ પ્રકારનો પરમીયો, કે મધુપ્રમેહ થયો હોય તો આજેજ પત્ર લખી અમારી પ્રમેહપીલ્સ મંગાવો. તેનાથી હજારો માણસોને પ્રમેહનો રોગ મટયો છે; તમને પણ મટશેજ. પ્રમેહને માટે આ દવા તરત અસર કરનાર અને ચમત્કારી છે. ડબી ૧ ની કીંમત રૂ. ૨-૦-૦, અનુપાનના ડબાની કીં. રૂ. ૨-૦-૦ દવા એક માસ ચાલશે. તેથી જરૂર આરામ થશે. હજારો સરટી-ફીકેટો મળ્યાં છે.

ખડરોથી કામેશ્વર નથુરામ લખે છે કે આપની પ્રમેહની ગુટકાથી પ્રમેહ મટયો છે. ઘણી દવાઓથી ફાયદો ન થયો તે આ દવાથી મટયો છે.

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

# હરસનાશક ગુટિકા.

આ દવાથી તમને ગમે તેટલી લાંગી મુદતના હર્ષ હશે, લોહી પડતું હશે કે સુકા હશે અને કોઇ પણ ઉપાયે મટતા નહિ હોય, ઘણી દવાઓ કરી કંટાળ્યા હશો, ઓપરેશન કરાવી થાકયા હશો તોપણ આ દવાથી તમને હરસ મટશે. દુઝતા હરસ હશે અને લોહી પડતું હશે તેતો એકજ દિવસમાં મટી જશે. આ દવા હરસ ઉપર એવી

ગુણકારી જણાઇ છે કે તેનાથી હજારો માણસોએ પોતાનું હરસનું દરદ નાબુદ કર્યું છે. આ સંબંધી સેંકડો સરટીફીકેટો મળ્યાં છે, રૂ. ૩–૦ અનુપાનના ડબાની કીં. રૂ. ૨

**સ્વામીનારાયણના મંદિરના કારભારી મી. મગનલાલ** લખે છે કે તમારી હરસની દવાથી મને પચીસ વર્ષનું હરસનું દરદ મટયું છે. હું ઘણી દવા કરી કંટાળી ગયો હતો પણ તમારી દવાથી મને ફાયદો થયો છે જેથી હું ઉપકાર માનું છું. હરસને માટે આ દવા અસર કરનારી છે. દવે કેમીકલ વર્ક્સ–અમદાવાદ.

---

વ્યાધિ હજાર પણ ઓષધ એક, માત્ર ખીસ્સામાંજ દવાખાનું

# અમૃતજીવન ( રજીસ્ટર્ડ )

નામની અમૃતમય દવાનો હાલ ઘણા વિદ્વાનો; અને તબીબોએ તથા જનસમાજે તમામ રોગો ઉપર ખાત્રી કરી લાભ મેળવેલો હોવાથી, દરેક ઘરમાં ઘરગતુ દવા થઈ પડી છે. આ દવા પાસે રાખવાથી કોઈપણ રોગની બીક રાખવાની જરૂર રહેતી નથી, કારણ કે તે શરીરમાં થતા અંદરના અને બહારના રોગોને માટે રામબાણ ઉપાય છે. આ દવા **જો તમારી જીંદગીનો ખપ કરતા હો તો હંમેશ પાસે રાખજો.** તેનાથી અજીર્ણ, અતિસાર, હિસ્ટીરીઆ, ઉદરસ, ગરમી, ઉલટી, વા, કમળો, કેડનો દુઃખાવો, બંધકોશ, નબળાઈ, કોલેરા, કૃમીઆ, ખસ; ગુમડાં, ગોળો ચઢવો, શુંક, તાવ, દમ, દાંતનો દુઃખાવો, દાદર, નપુષકતા, પ્રમેહ, પ્રદર, પાંડુરોગ, બરોળ, પ્લેગ, માથાનો દુઃખાવો, મધુપ્રમેહ, ક્ષય, રતવા, લકવો, વીર્યદોષ, વાળો, સસણી, વરાધ, સંધિવા, સુવારોગ. હરસ, હેડકી, હાર્ટડીસીઝ,

ચળો, હીડટીરીયા, વર્ધ, દાંત, નાક, કાનનાં દરદ, સોજા, વીંછી, સાપ, ઉંદર, હડકાયા કુતરાનું ઝેર, કંઠમાળ, દાઝવું, વિગેરે લગભગ તમામ દરદો મટે છે અને તેથી તેનો હાલ દરેક માણસ લાભ લેછે. કીં. રૂ. ૧ ત્રણની રૂ. ૨-૧૦-૦ દવે કેમીકલ વર્કસ–અમદાવાદ.

બાળકોને ભણવામાં હોંશિયાર, ચાલાક અને બુદ્ધિમાન કરવાં હોય તો

# મેમોરાઇન ( રજીસ્ટર્ડ )

વાપરજો. આ દવા સ્વાદિષ્ટ અને લ્હેજતદાર હોવાથી બાળકો ખુશીથી ખાઇ શકે છે. નાનાં બાળકોને નાનપણથીજ આ દવાનું સેવન કરાવ્યાથી તેમની બુદ્ધિ અને યાદદાસ્તી વધે છે. કોઇપણ અઘરા વિષયો સ્હેલથી શીખી શકે છે. તેમનું મગજ થંડુ રહે છે. જ્ઞાનશક્તિયો ખીલે છે. ગણિતના અઘરા વિષયમાં મન પરોવી શકે છે, જે બાળકો ઠોઠ હોય અને ઘણીવાર ગોખવા છતાં પણ જો યાદ રહેતું ન હોય અને નિશાળમાં એકેક ક્લાસમાં બબે ત્રણ ત્રણ વર્ષ પડી રહેવું પડતું હોય તો જરૂર તેવા છોકરાને આ દવાનું સેવન કરાવજો. તેનાથી તેની યાદશક્તિ તિવ્ર થશે. દરવર્ષે સ્હેલાઇથી પાસ થઈ શકશે, અને ગમે તેવા વિષયો સ્હેજવારમાં વગર ગોખણપટ્ટીએ યાદ રહી જશે. દરેક બાળકને માટે આ દવાની ખાસ જરૂર છે. જેથી તેનું મગજ સુધરશે, આંખોનું તેજ વધશે, લોહી સુધરશે ને શરીર નિરોગી રહેશે. આ દવાનો હજારો વિદ્યાર્થીઓએ લાભ લઈ પોતાની જીંદગી સુધારી છે. તેની કીં. રૂ. ૨.

અષ્ટગામ સ્કુલમાસ્તર ભીમભાઇ મોહનભાઈ લખે છે કે–મેમો-

રાઇનથી નાથુને ફાયદો થયો છે માટે બીજો ૧ ડબ્બો વી. પી. થી મોકલશો. મગજની અસ્થિરતા મટી છે ને ઉંઘ સારી આવે છે. તેમ બુદ્ધિ વધી છે. દવે કેમીકલ વર્કસ–અમદાવાદ.

**ગમે તેટલા વૈભવો અથવા ધનદોલત હોવા છતાં પણ જો શરીરમાં શક્તિ નહિ હોય તો તે સર્વ સુખ નકામું છે.**

# ટૉનીકપીલ્સ

આ દવાથી શરીરમાં શક્તિ આવે છે. ફાટ, મુસ, કળતર, અશક્તિ, હાંફ ચઢવો, કમર દુખવી, મટાડે છે. મગજને થંડક આપે છે, અને શરીરમાં નવી શક્તિ ઉત્પન્ન કરે છે; ધાતુગત દોષો મટાડી ખરૂં પુરૂષત્વ બક્ષે છે. પેશાબે કે સ્વપ્ને કે કોઇપણ રસ્તેથી ધાતુનું જવું બંધ કરી ધાતુને ઘટ્ટ કરી વધારે છે. લોહી સુધારે છે, અને સંસારના ખરા આનંદનો સ્વાદ ચખાડે છે. તમામ વૈભવ હોય છતાં પણ જો શરીર નબળું હોય, વીર્યની ક્ષીણતા હોય, અને ધાતુનું કમજોરપણું હોય તો તે સર્વ વૈભવો નકામા છે. આજકાલ ખરાબ કુટેવોથી, બ્રહ્મચર્યનું ન પાલન કરવાથી અને બાળલગ્નથી ઘણા યુવાન પુરૂષો નીસ્તેજ અને વિર્યવિહિન થઇ ગયેલા હોય છે તેવા મનુષ્યોએ ફરી નવેસરથી યુવાનાવસ્થાના ખરા આનંદનો ઉપભોગ કરવો હોય તો અમારી આ દવા એકવાર વાપરી જોવી. ઘણુ માણસોએ તેનો લાભ મેળવી નવી જુવાની, નવું બળ અને નવા ઉત્સાહને મેળવ્યો છે. કી. રૂ. ૧) ત્રણની કી. રૂ. ૨–૧૦.

દવે કેમીકલ વર્કસ–અમદાવાદ.

# આ લેખકનાં પુસ્તકો માટે જનસમૂહ શું કહે છે?

કીંગાલી (યુગાન્ડા–આફ્રીકા)થી એચ. એમ. ખાકી લખે છે કેઃ આપનું ધનવાન પુસ્તક મળ્યું. આનંદ સાથે વાંચતાં તે ઘણું વખાણવા લાયક અને સર્વને માફક આવે તેવું જણાયું. તેમાં વૈદકશાસ્ત્રનું જ્ઞાન, કુદરતના પ્રયોગો, બીમારીના ઇલાજો, ધનવાન થવાના ઉપાયો વિગેરે રજુ કરી એક અગત્યની ખોટ દૂર કરી છે. તે માટે પ્રશંસા કર્યા વગર ચાલતું નથી. હું મારા સ્વદેશ બંધુઓને ભલામણ કરૂં છું કે એક વખત ધનવાન પુસ્તક ખરીદ કરી તેના લાભને મેળવો.

પુનાથી કેશરસેરાજ દારાશા દુબાશ લખે છે કેઃ તમારૂં ધનવાન પુસ્તક મળ્યું છે, અને તે માટે જેટલો ઉપકાર માનું તેટલો થોડો છે. તે ઘણુંજ ઉપયોગી છે. અને દરેક ઘરમાં તેની એકેક નકલ રાખવી જ જોઇએ એવું મારૂં માનવું છે. તમારા ધનવાન પુસ્તક માટે ખરા જીગરથી ઉપકાર માનું છું. હાલ કાયદાનો શિક્ષક વી. પી. થી મોકલી આપશો.

ગોધરાથી ગવર્નમેન્ટ એગ્રીકલ્ચર સ્કુલના માસ્તર માધવસિંહ એન. સોલંકી લખે છે કેઃ આપનું ભાગ્યોદય માસીક વાંચતાં શાન્ત મનને પણ શાન્તિ મળે છે. તેમાંના લેખો અને વૈદક સંબંધીના ચર્ચાતા વિષયો તો ખરેખર પ્રજાવર્ગમાં વધુ પ્રમાણમાં માનનીય નીવડશે એમ આશા રાખું છું. આ માસીક દરેક મનુષ્યે અવશ્ય વાંચવું એ લાભદાયક છે એમ મારૂં ચોક્કસ માનવું છે. આપને તેમાં ઉત્તમોત્તમ લેખો પ્રકટ કરવાને પ્રભુ સહાય આપે એવું ઇચ્છું છું.

આ સિવાય અનેક અભિપ્રાયો મળ્યા છે જે સ્થળ સંકોચથી પ્રસિદ્ધ કરી શકતા નથી.

વ્યવસ્થાપક ભાગ્યોદય–અમદાવાદ.